મુંબઈ ઈલાકાના કેળવણી ખાતા માટે ટેક્સ્ટ બુક.

પ્રેમચંદ કરમચંદ શાહ કૃત.

# સરલ
# દેશીનામાની પદ્ધતિ.

આવૃત્તિ ૨૮ મી.


પ્રત ૫૦૦૦. ઇ. સ. ૧૯૧૮.

અમદાવાદ.
ધી "ડાયમંડ જ્યુબિલિ" પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

કિંમત સાડા ચાર આના.

( સરકારની મંજુરીથી આ આવૃત્તિની કિંમત વધારી છે. )

મુંબઈ ઈલાકાના કેળવણી ખાતા માટે ટેકસ્ટ બુક.

# સરલ
# દેશીનામાની પદ્ધતિ.




રચી પ્રસિદ્ધ કર્ત્તા,

## પ્રેમચંદ કરમચંદ શાહ.

ડેપ્યુટિ એજયુકેશનલ ઈન્સપેકટર.
ગોંડલ સ્ટેટ.





આવૃત્તિ અઠ્ઠાવીસમી. પ્રત ૫૦૦૦.
(કુલ પ્રત ૯૨૦૦૦.)



અમદાવાદ.
ધી "ડાયમંડ જ્યુબિલિ" પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપી.

---

સંવત ૧૯૭૨. સને ૧૯૧૭.




કિંમત સાડા ચાર આના.

# સોળમી આવૃત્તિની પ્રસ્તાવના.

આ પુસ્તક મુંબઈ ઇલાકાના મહેરબાન ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શન સાહેબ બહાદુરે પોતાના નં. ૭૫૯૦ તા. ૧૭-૧૨-૧૯૦૨ થી નિશાળોમાં ચલાવવા માટે મંજુર કરેલ છે. આ બાબતની જાહેર ખબર સરકારે સને ૧૯૦૩ ના ફેબ્રુઆરિ માસના ગુજરાત શાળાપત્રમાં આપેલ છે.

આ પુસ્તકના બે ભાગ કરવામાં આવ્યા છે. પહેલા ભાગમાં રોજમેળ, ખાતાવહી, ને વ્યાજવહીની; અને બીજા ભાગમાં સરાફી નામા વગેરેની સમજુતી નમુના સહિત આપેલી છે. પહેલો ભાગ વિશેષે કરીને છઠ્ઠા ધોરણના વિદ્યાર્થી માટે, ને બીજો ભાગ દેશીનામાનું સંપૂર્ણ જ્ઞાન મેળવનારને માટે છે. થર્ડગ્રેડ પબ્લિક સર્વિસ સર્ટિફિકેટની પરીક્ષા આપનારાઓએ બન્ને ભાગનું જ્ઞાન મેળવવું જોઇએ. નવા છઠ્ઠા ધોરણમાં પહેલા ભાગનાં ૧૧ મનોયત્ન ખાતાવહી વ્યાજવહી સાથે, ને સાતમા ધોરણમાં આખું પુસ્તક ચલાવવું જોઇએ.

શીખનાર શીખવનારની સુગમતા સારૂ દરેક કલમનો સાર કલમની શરૂઆતમાં જાડે અક્ષરે મૂકવામાં આવેલો છે, વળી કલમો ઉદાહરણ સહિત સમજાવી છે; છતાં કલમને અંતે તેનું ઉદાહરણ કયા મનોયત્નના કેટલામા પ્રશ્નમાં છે તે બતાવેલું છે, તથા મનોયત્નના પ્રશ્નોમાં તે પ્રશ્નોનો ખુલાસો કઇ કલમોમાંથી મળશે તે બતાવેલું છે.

કલમો પાયરીબંધ ગોઠવવામાં આવી છે, અને તેને અનુસરી રોજમેળના નમુનામાં ૧૪ મનોયત્ન આપવામાં આવેલાં છે. શિક્ષકે પ્રથમ નામું એટલે શું? તેની જરૂરિયાત શી? તે સમજાવી કાગળમાં સળ પડાવી ચોપડા બાંધતાં શીખવવા, પછી મેળ દોરતાં શીખવવો, ત્યાર કેડે જમા ઉધારમાં કઈ રકમો લખાય તે બતાવી એકાદ બે રકમોની પ્રત્યક્ષ આપલે કરાવી જમા તથા ઉધાર બાજુએ લખતાં શીખવવી. સિલક જેટલા પૈસા કોથળીમાં રહેવા જોઇએ, તેની ખાત્રી કરાવવી. **આટલું નામું બરાબર આવડયા પછી રોજમેળના નમુનાનાં મનોયત્ન શરૂ કરવાં. નિયમો પ્રથમથી ન આપતાં જરૂર પડે તેમતેમ આપવા.** જેમજેમ મનોયત્ન આગળ ચાલતાં જાય, તેમતેમ તેમાં પાછલાં મનોયત્નોના સવાલો આપતા રહેવું; જેથી કરી પાછલું જ્ઞાન દ્રઢ થતું જાય. સિલક કાઢતાં આવડયા પછી રોજમેળ ખતવવાનું કામ જોડે ચલાવવું.

**આવૃત્તિ ૨૭ મી:**—૨૫ મી આવૃત્તિથી આ બુકમાં પૂરવણી તરીકે બે ફૉર્મા વધાર્યા હતા. આ સુધારો કરેલી ૨૬ મી આવૃત્તિ ઉ. વિ. ના મે. એ. ઇ. સા., તેમના નં. ૧૩૨૬૭ તા. ૧૬-૩-૧૬ થી ફરમાવે છે કે મે. ડિરેક્ટર સાહેબ બહાદુરે ટેક્સ્ટ બુક તરીકે ચાલુ રાખી છે. તેઓ સાહેબના ફરમાન અનુસાર પૂરવણીના બે ફૉર્મા આ આવૃત્તિમાં યોગ્ય સ્થળે ગોઠવવામાં આવ્યા છે.

# अर्पण पत्रिका.



મર્હુમ મહેરબાન મુરબ્બી શ્રી રાવબહાદુર ગોપાળજીભાઇ
સુરભાઇ દેશાઈ. ફેલો ઑફ ધી યુનિવર્સિટિ બૉમ્બે,
માજી આસિસ્ટંટ એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર સાહેબ.

પ્રાંત કાઠિયાવાડ.

આપે અતિ શ્રમ લઇને આ પ્રાંતના કેળવણી ખાતાને હાલની
પ્રફુલ્લિત સ્થિતિમાં આણ્યું; તેમજ બીજાં પણ જનસ-
મૂહનાં કલ્યાણાર્થે અનેક કામો કર્યાં, તેમ
છતાં આપનો મિલનસાર સ્વભાવ, વિદ્વત્તા,
અને મારા ઉપરની નિઃસ્વાર્થી કૃપાના
પ્રવાહમાં તલ્લીન થઇ આ લઘુ
પુસ્તક ઘણીજ નમ્ર-
તાથી આપને
અર્પણ કરૂં
છું.

સેવક,

**પ્રેમચંદ કરમચંદ શાહ.**

# અનુક્રમણિકા.

## ભાગ ૧ લો.



## ભાગ ૨ જો.

સરલ

# દેશીનામાની પદ્ધતિ.

## ભાગ ૧ લો.

**૧. નામાની વ્યાખ્યાઃ**—ઉપજખર્ચ તથા લેવડદેવડનો હિસાબ રાખવો તેને નામું કહે છે.

**૨. નામાની જરૂરીઆતઃ**—દુનિયાનો વ્યવહાર લેવડદેવડ કર્યા વગર ચાલતો નથી. લેવડદેવડના વ્યવહારની સાથે નામું રાખવાની જરૂર પડે છે, કેમકે નામું ન રાખે તો અરસ્પરસ શું લેણુંદેણું છે તે માલમ પડે નહિ. નામું રાખવું એટલુંજ બસ નથી, પણ તે નિયમિત ને વખતસર લખવું જોઇએ. જેઓ ખરી કાળજી રાખનારા છે, તેઓ તો નામે ટપકાવ્યા સિવાય કોથળીમાંથી નાણાં કાઢતાજ નથી. હમણા લખીશું, રાતે લખીશું, એમ જેઓ આળસ કરે છે, તે વખતે ગોથું ખાય છે; આથી એક બીજામાં મોટો વિરોધ થઇ પડે છે. કહેવત છે કે "સંભારીને નામું લખે, ઉંટ ચડીને ઉંઘે." તેમજ દરેક માણસે પોતાનાં ઉપજખર્ચ જાણવાની જરૂર છે, એ જાણ્યા વગર ખર્ચ કરવાથી અંતે પસ્તાવું પડે છે. માણસની પરીક્ષા કરવામાં નામું એ ખરી કસોટી છે. ખર્ચખૂટણ કરવાના પ્રકાર પરથી માણસના સદ્‌ગુણ દુર્ગુણ સ્પષ્ટ જણાઇ આવે છે. ટુંકામાં લેવડદેવડનો હિસાબ રાખવાને તથા ઉપજખર્ચ જાણવાને નામાની જરૂર છે.

**૩. નામું લખવાના ચોપડા કેવા ને કેમ બાંધે છેઃ**—એક કાગળનાં ઉભાં બે અગર ત્રણ પાનાં પાડે છે. જો બે પાનાં પાડયાં હોય તો તેમાં ચાર સળ સવળા ને ચાર સળ અવળા મળી દરેક પાનામાં આઠ સળ પાડે છે. ત્રણ પાનાં પાડયાં હોય તો ત્રણ સવળા ને ત્રણ અવળા મળી દરેક પાનામાં છ સળ પાડે છે. સળનો ઉપયોગ લખાણની લીટીઓ નિયમિત રાખવાનો છે. કેટલાક વેપારી ચોપડા માથા દોરાથી બાંધે છે, ને કેટલાક વચમાં દોરી નાંખી બાંધે છે. ચોપડાને પુઠાં ચામડાનાં કરે છે. ચોપડામાં કાગળ અમદાવાદી વાપરે છે, કેમકે તે ટકાઉ વધારે છે. હાલમાં હલકા ચોપડાઓમાં ફુલ્સકેપ કાગળનો વાપર થવા લાગ્યો છે. (શિક્ષકે ચોપડા બાંધતા શીખવવા.)

**૪. સાધારણ વેપારીના ચોપડાનાં નામઃ**—સાધારણ વેપારીઓ **રોજમેળ, ખાતાવહી,** અને **વ્યાજવહી** એવા ત્રણ ચોપડા રાખે છે.

**૫. નોકરીઆત, મજૂર, વગેરેના ચોપડા:**—એવા લોકોને બીજા સાથે લેવડદેવડ ઘણી ઓછી થાય છે, તેથી ઉપજખર્ચ તથા જૂજ લેવડદેવડ જાણવાને **રોજમેળ,** અને **ખાતાવહી** એવા બેજ ચોપડા રાખે છે. કોઇ તો એકલી **બેઠી ખાતાવહી** રાખે છે. (ભાગ બીજો જુઓ.)

**૬. ઘણા મોટા સરાફો અને વેપારીઓના ચોપડા:**—એવા લોકો **૧. રોકડમેળ, ૨. નોંધ, ૩. આંકડાવહી, ૪. આવરો, ૫. ખાતાવહી, ૬. વ્યાજવહી** એવા ૭ ચોપડા રાખે છે. (ભાગ બીજો જુઓ.)

## રોજમેળ લખવાની પદ્ધતિ.

**૭. રોજમેળનો ઉપયોગ:**—આપણી પાસે સિલક કેટલી, અને કયા આશામી તરફથી કેટલી રકમ મળી, અને શા માટે મળી; તથા આપણે બીજાને કેટલી રકમ આપી, ને તે શા વાસ્તે; એ રોજમેળપરથી વિગતવાર સમજાય છે.

**૮. જમા અને ખર્ચ:**—બીજા માણસ પાસેથી રોકડ અથવા બીજી રીતે જે પૈસા આપણી પાસે આવે તેનું નામ **જમા,** અને આપણી પાસેથી રોકડ અથવા બીજી રીતે જે પૈસા બીજા પાસે જાય તેનું નામ **ખર્ચ.** (ખર્ચ તરફની રકમને **ખાતે, નામે** અથવા **ઉધાર** પણ કહે છે.)

**૯. જમાખર્ચ લખવાની બાજુ:**—રોજમેળના પાનાના ઉભા બે ભાગ કરી તેમાંથી ડાબી બાજુના ભાગમાં સિલક નીચે **જમા,** અને જમણી બાજુએ **ખર્ચ** ઉધાર લખાય છે.[1]

**૧૦. દેવીલેંણી રકમો:**—જમા રકમોને **દેવી,** ને ઉધાર રકમોને **લેંણી** રકમો કહે છે.

**૧૧. નવા વર્ષ માટે રોજમેળ શરૂ કરવાનો વખત:**—નવા વર્ષ માટે રોજમેળ કાર્તક શુદ ૧ થી શરૂ કરી આસો વદ ૦)) સુધી વર્ષ ગણે છે.[2]

**૧૨. રોજમેળનો આરંભ કરવાની રીત:**—રોજમેળનો આરંભ કર્યા પહેલાં મથાળે તે કોનો છે ને કઇ સાલનો છે તે લખવું. એવી રીતે હરેક ચોપડાને મથાળે લખવું, પછી નીચે લીટી દોરીને તે કયા દિવસનો

---

૧. ગુજરાતના જૂજ ભાગમાં એથી ઉલટી રીતે લખવાનો ચાલ છે, એટલે ડાબી બાજુએ **ઉધાર** અને **જમણી** બાજુએ **જમા** લખે છે.

૨. હાલાર પ્રાંતમાં અષાડ શુદ ૧ થી નવું વર્ષ ગણવાનો રિવાજ છે. હાલમાં સરકારી સંબંધવાળા કેટલાક જાન્યુઆરિની શરૂઆતથી ડીસેંબરની આખર સુધી વર્ષ ગણે છે.

મેળ છે તે મિતિ ( સંવત, માસ, તિથિ, વાર[1]) લખી, ડાબી બાજુના અર્ધ ભાગ પર લીટી દોરી તેને આરંભે જ (જમા), અને જમણી બાજુએ તેવી જ લીટી દોરી તેને આરંભે ઉ (ઉધાર) લખવું, પછી નીચે જમા પાસે આગલા દિવસની સિલક (જણસ)[2] હોય તે લખવી. જો સિલક ન હોય તો વેપારી લોકો સિલકમાં ૦) ૧। દોકડો લખે છે, શુન્ય મૂકતા નથી; કેમકે શુન્યને અપશુકનની નિશાની ગણે છે. સિલક કાઢતી વખતે ૦) ૧। દોકડાને જમાના સરવાળામાં ગણુતા નથી, તેથી સિલક કાઢવામાં ભૂલ આવતી નથી. (શિક્ષકે મેળ દોરતાં શીખવવો.)

**૧૩. ચોપડાના સળનો ઉપયોગઃ**—ચોપડાના આઠ સળ હોય છે, તેમાં ચાર સળ જમા બાજુ માટે ને ચાર સળ ઉધાર બાજુ માટે હોય છે. જમાઉધાર બાજુના ચાર સળમાંનો પહેલો સળ ખાતાદારની રકમો માથે ભરવા માટે રાખવો, ને બીજો સળ પેટામાં રકમો ભરવા માટે રાખવો. જ્યારે પેટામાં ઘણી રકમો હોય ત્યારે પેટાના બધા આંકડા ખુલ્લા દેખાય માટે જમાઉધારનો બીજો સળ પેટાના આંકડા ભરવામાં જ વાપરવો. પણ જ્યારે પેટામાં એક રકમ હોય ત્યારે પેટાનો બીજો સળ પ્રથમ, આંકડા માટે રાખી વિગત માટે બીજી લીટી દોરીએ ત્યારે તે સળ તેમાં લઇ લેવો. કારણ પેટામાં સરવાળો કરવાનો નથી. સરકારી રીત એક રકમ માટે પેટું પાડવાની નથી. હાલમાં તેના સંબંધથી કેટલાક તેમ કરતાં શીખ્યા છે.

૭ સળ હોય તો જમા ઉધારની બાજુમાં એકેક સળ આંકડા માટે રાખવો, તેમાં અર્ધો સળ ખાતાદારને મથાળે આંકડા ભરવા સારૂ રાખવો, ને અર્ધો સળ જે બાકી રહે તે પેટામાં આંકડા ભરવા સારૂ રાખવો.

**૧૪. જમાઉધાર લખવામાં વિગત લખવા વિષેઃ**—જેને ખાતે રકમ જમા કરવી હોય તેની પ્રથમ અટક, નામ, જમા બાજુએ લખીને લખાય છે કે **"ને ખાતે જમા."** પરગામનો વતની હોય તો અટક પહેલાં તેના ગામનું નામ લખાય છે, તેમજ જેને ખાતે રકમ ઉધારવી હોય તેને માટે ઉધાર બાજુએ તેની અટક, નામ, ઠામ લખી **"ને ખાતે ઉધાર"** એમ લખાય છે. પછી પેટામાં રૂપિયાનો આંકડો ભરી તેની તપસીલ તેની સામે લખવી. તે એવી રીતે કે—

---

૧. હિંદુ મિતિ સાથે ઇંગ્રેજી તારીખ, માસ, સન છેડે લખવાનો રિવાજ દાખલ કરવાની હાલમાં જરૂર છે, કેમકે કોર્ટોમાં ઘણી વખત તેની જરૂર પડે છે. કેટલાકે તે રીત દાખલ પણ કરી છે.

૨. વેપારી લોકો આગલા દિવસની સિલકને **"શ્રી પુરાંત બાકી"** કહેછે.

**ક.** રોકડ હોય ત્યારે, " નગદ[1] રોકડા મુંબઇગરા[2] " એમ લખીને જે કારણથી આવ્યા હોય કે આપ્યા હોય તે કારણ જણાવવું. પછી જેના હસ્તુ આપલે થઇ હોય તેનું નામ હા. (હસ્તે) કરીને લખવું. પછી આપી ગયો કે લઇ આવ્યો, અથવા લઇ ગયો કે આપી આવ્યો, આમાંથી જે જરૂરનું હોય તે લખવું.

**ख.** માલની લેવડદેવડ થઇ હોય તો, માલનું નામ લખી તે સાથે તોલ કે માપ લખીને ભાવ દર્શાવવો. લેવડદેવડનું કારણ તથા હસ્તે ઉપર મુજબ લખવાં.

**ग.** પેટા રકમો લખી રહ્યા પછી નીચે એકવડી લીટીથી સરવાળો મૂકવો. એ સરવાળો ખાતાદારને માથે ચડાવવો. પછી સરવાળા નીચે બેવડી લીટી દોરી ખા. (ખાતાવહી) પા. (પાનું) કરવું. જ્યારે આ રકમ ખતવાશે, ત્યારે ખાતાવહીના પાનાનો આંકડો ત્યાં થશે, એટલે તે પરથી તે રકમ ખાતાવહીમાંથી ઝટ માલમ પડશે.

**૧૫. રોજમેળમાં કઇ રકમ ખતવાતી નથી?**—સિલકની રકમ. તે માટે તેને ખાતાવહી પાનું કરવું નહિ.

## રકમો.

**૧૬. જમાખર્ચની રકમોની જાત:**—જમાખર્ચની રકમો બે પ્રકારની છે. **૧. રોકડી, ૨. જમાખર્ચી.** શિક્ષકે વિદ્યાર્થીને આ બે જાતની રકમોનો ભેદ બરાબર સમજાવવો, કેમકે તે પર નામું ખરૂંખોટું થવાનો આધાર છે.

**૧૭. રોકડી રકમ:**—જે રકમનો અવેજ સિલકમાં પ્રત્યક્ષ આવીને મળે, અગર સિલકમાંથી પ્રત્યક્ષ કમી થાય; એટલે રૂપિયા, પૈસા કે નોટો આવવાથી સિલકમાં વધારો થાય, કે જવાથી ઘટાડો થાય; તેવી રકમને **રોકડી રકમ** કહે છે.

**૧૮. જમાખર્ચી રકમ:**—જે રકમના અવેજમાં સિલક વધતી ઓછી થતી નથી, તથાપિ તે રકમવડે લેવડદેવડ જુદે જુદે ખાતે થઇ શકે છે, તેને **જમાખર્ચી રકમ** કહે છે. તમામ પ્રકારની ઉધાર લેવડદેવડ તથા કબુલાત જમાખર્ચી રકમો છે. ઉદાહરણ—(૧) મોદી. પોપટ વહાલજીને ત્યાંથી ઉધારે ૦ાા મણ ગોળ લાવ્યા (૨) રઘનાથ ચાંદાને ઉધારે ૫ શેર ગોળ આપ્યો,

---

૧. નગદ=રૂપાનાણું. તાંબાનાણું નગદમાં ગણાતું નથી.

૨. સિક્કાની જાત જણાવવી, જેમકે મુંબઇગરા, બાબાશાહી, શક્કાઈ, ઇ૦.

(૩) બ્યાસ. કાળિદાસ પિત્તાંબરને રૂ. ૫૦ ) વોરા. હીરાચંદ વખતચંદને ત્યાંથી અપાવ્યા. આ બધી જમાખર્ચી રકમો છે, કેમકે તેથી સિલકમાં કાંઇ વધા-રોઘટાડો થતો નથી.

**૧૯. નામું લખવાની દેશી રીતઃ**—જમા ઉધાર લખવામાં દેશી રીત રૂપિયા સાથે આના, અગર રૂપિયા સાથે દોકડા લખવાની છે; માટે જ્યારે દોકડામાંથી આના બરાબર નીકળી શકતા ન હોય, ત્યારે રૂપિયા સાથે દોકડા લખવાનો રિવાજ રાખવો. જેમ રૂ. પાાા≡ાા, ૫) ૧૪ાા દોકડા. તેમાં એક અપવાદ છે. એક આના કરતાં ઓછી કિમ્મતનો આનો હોય, ત્યારે આના ન લખતાં દોકડા લખવાનો રિવાજ છે. સબબ ૦ા, ૦ાા, ૦ાાા આનો કે દોકડો હોય તે કેમ ઓળખાય? માટે તેવે પ્રસંગે આના હોય તો દોકડા કરી લેવા. જેમ, રૂ. પાા ૦ા આનો લખવો હોય તો રૂ. પાા૧ાા લખવો, ઇ. આના પાઇના દોકડા કરવામાં બે અઢી બદામ સુધી મૂકી દેવામાં આવે છે, અને તેથી વધારે બદામ હોય, તો ૦ા દોકડો ગણી લેવામાં આવે છે. જેમ, રૂ. ૪-૧-૮=રૂ. ૪) ૧૦ા. રૂપિયાનો પૂર્ણ આંકડો હોય, તો અળાયો કરવો.

## રોજમેળના પ્રકાર.

**૨૦. રોજમેળના પ્રકારઃ**--રોજમેળ લખવામાં બે પ્રકાર છે, તે પરથી તેનાં બે નામ પાડેલાં છે. **૧. રોજમેળ, ૨. બેઠો મેળ.**

**૨૧. રોજમેળઃ**—મોટા વેપારી જે ચોપડામાં રોજનેરોજ દરરોજનો જમાખર્ચ લખીને સિલક કાઢે છે તે. ( મનોયત્ન ૧ થી ૪ જુઓ. )

**૨૨. બેઠોમેળઃ**--નાના વેપારી જે ચોપડામાં આઠઆઠ, પંદરપંદર દિવસ કે માસમાસનો જમાખર્ચ લખીને પછી સિલક કાઢે છે તે. બેઠામેળ-માં મેળને મથાળે મિતિ ન લખતાં માસનું નામ લખે છે, ને મિતિ (તિથિ વાર) દરેક ખાતાદારના નામને છેડે જણાવે છે. (મનોયત્ન ૫ થી જુઓ.)

**૨૩. ટાંચણ કે ટિપ્પણઃ**--નાના વેપારીઓ દિવસે જે લેવડદેવડ થાય, તે કલાઇના પતરા પર કે ખડી ચોપડેલી પાટી પર લખી રાખે છે, તેને **ટાંચણ કે ટિપ્પણ** કહે છે, તે પરથી રાતે રોજમેળ બનાવે છે.

**૨૪. સૂડીઉંઃ**—(ધડીઉં, દનીઉં):--મોટા વેપારીઓ દિવસે જે લેવડ-દેવડ થાય છે, તે કાગળની ચોપડીમાં લખી રાખે છે, તેને સૂડીઉં (ધડીઉં,દનીઉં) કહે છે. તે પરથી રોજમેળ બનાવવામાં આવે છે. ( ભાગ બીજો જુઓ. )

**સૂચનાઃ**—ટાંચણ કે સૂડીઆ પરથી નામું લખનાર વેપારીએ એક ખાતું એક દિવસના મેળમાં જમા કે ઉધાર બાજુએ એકથી વધારે વાર પાડવું નહિ. એક ખાતાની એક કરતાં વધારે વાર રકમો આવે, તો તે સઘળી રકમો પેટામાં

લખી તેનો સરવાળો માથે ભરવો. આ સૂચના વિદ્યાર્થીઓએ ખાસ યાદ રાખવી, કેમકે તેમને આપેલી રકમો પરથી જ નામું લખવાનું છે. જે વેપારી ટાંચણુ કે સૂડીઉં ન રાખતાં ફક્ત રોજમેળ રાખે છે, તેને એ રીતે પાલવે નહિ; કેમકે તરત નામું માંડવું જોઇએ. વળી આગળથી એમ કેમ માલમ પડે, કે ફરીથી રકમો એક ખાતાની આવશે.

## રોજમેળમાં સિલક કાઢવા વિષે.

**૨૫. સિલક કાઢવાની રીતઃ**—જમા ઉધાર બાજુએ રકમો લખાઇ રહ્યા પછી જમા બાજુની રકમોનો જમા તરફ, ને ઉધાર બાજુની રકમોનો ઉધાર તરફ સરવાળો કરવો, પછી જમા તરફના સરવાળામાંથી ઉધાર તરફનો સરવાળો બાદ કરવો, બાકી રહે તે સિલક જાણવી. પછી તેટલી સિલક કોથળીમાં તપાસી જોવી, જો તે બરોબર મળી રહે તો લખેલું નામું ખરૂં જાણવું. વેપારી લોકો તેને **મેળ મળ્યો** કહે છે. મેળ મળ્યા પછી આવતા દિવસ માટે રહેલી સિલક ઉધાર બાજુએ મૂકેલા સરવાળા નીચે, એક લીટી દોરી **"શ્રી જણસે"** એમ લખી ટાંકી ફરીથી સરવાળો લેવો, એટલે જમા ને ઉધાર તરફનો સરવાળો બરાબર થશે. દિવસની આખરે ઉધાર તરફ સિલક કાઢીએ, તેના પેટામાં જુદીજુદી જાતનું નાણું, નોટો, પૈસા હોય તે બતાવવું. વળી સિલક જુદાજુદા માણસ પાસે રહેતી હોય, તો કોની પાસે કેટલી તે પણ જણાવવું.

**૨૬. રોજમેળ બંધ કરવા વિષેઃ**—રાત્રે જ્યારે લેવડદેવડ બંધ થાય છે, ત્યારે વેપારી લોકો ટાંચણુ પરથી નામું રોજમેળમાં નાંખી **સિલક** કાઢે છે; તેને રોજમેળ બંધ કરવો કહે છે. અને સિલક કાઢી જમા ઉધાર બાજુના સરવાળા સરખા કર્યા, તેને રોજમેળ બંધ કર્યો કહે છે.

**૨૭. રોજમેળ બંધ રહેવા વિષેઃ**—જે દિવસે રોજમેળમાં એક પણ રકમ જમાઉધાર કરવાની હોય નહિ, તે દિવસે રોજમેળ બંધ રહ્યો કહેવાય છે. મેળ બંધ રહ્યો હોય, તે દિવસનો મેળ દોરી સિલક ખેંચતા નથી, પણ જે દિવસે ફરી મેળ શરૂ થાય, તે દિવસનો મેળ દોરી પાછલા મેળની આખર સિલક ખેંચે છે. આ ઉપરથી વચલા દિવસનો મેળ બંધ રહ્યો એમ સમજાય છે.

## રકમો જમાઉધાર કરવાની રીત.

**૨૮. રકમો જમાઉધાર કરવાની રીતઃ**—પાછળી ૧૬ થી ૧૮ મી કલમમાં બતાવ્યા મુજબ રકમો બે જાતની છે. ૧. રોકડી, ૨. જમાખર્ચી. રોકડી રકમોનું જમાઉધાર નાંખવું સરલ છે, કેમકે ફક્ત એકજ તરફ લખાય છે; પણ જમાખર્ચી રકમોનું જમાઉધાર નાંખવું મુસ્કેલ છે, કેમકે તે બે તરફ લખાય છે; માટે શિક્ષકે પ્રથમ રોકડી રકમનું જમાઉધાર નાંખતાં શીખવવું.

## રોકડી રકમોનું જમાઉધાર.

**૨૯. રોકડી રકમોનું જમાઉધાર કરવાની રીત:**—પાછળ ૧૨ મી કલમમાં બતાવ્યા મુજબ મેળ દોર્યા પછી સિલક નીચે બેવડી લીટી દોરવી. પછી કોઇની રોકડી રકમ આવેલી હોય તો જમા, અને કોઇને રોકડી રકમ આપેલી હોય તો ઉધાર બાજુએ લખવી. રોકડી રકમો જમાઉધાર કરતાં પેટામાં વિગત પાછળ ૧૪ મી કલમમાં બતાવ્યા મુજબ લખવી.

**૩૦. મુડી કયે ખાતે જમા થાય ?:**—વેપાર અગર બીજા કોઇ પણ કામને માટે જુદા કાઢેલા પૈસા જે ખાતે જમા કરવામાં આવે છે, તે ખાતાને **ભંડોળ ખાતું** કહે છે. કેટલાક વેપારી ભંડોળ ખાતે જમા ન કરતાં **પોતાને નામે,** અગર **દુકાન ખાતે** જમા કરે છે. નાણાવટીને ઘેરથી ઉપાડી વેપાર શરૂ કરે, તો નાણાવટીને ખાતે જમા કરે છે. પંત્યાળો વેપાર શરૂ કરે, તો સઘળા ભાગીદારોની મુડી જેની તેને ખાતે જમા કરે છે. ( મનોયત્ન ૧ લાની ૧ લી રકમ જુઓ. )

**૩૧. નવું નામું શરૂ કરવાની રીતિ:**—નવું નામું લખવું શરૂ કરીએ, ત્યારે પોતાની પાસે રોકડ નાણું હોય તે + દાગીના વગેરેની સ્થાવર જંગમ મિલકતની રકમ+લેંણી રકમ, એ ત્રણના સરવાળા જેટલું **પોતાને નામે** અગર **દુકાન ખાતે** પહેલા મેળમાં પ્રથમ જમા કરી, દાગીના વગેરે સ્થાવર જંગમ મિલકતને તે **જણસો ખાતે,** અને લેંણી રકમ **દેણદાર આશામીઓને ખાતે** ઉધારવી; તેમજ દેવું હોય તે **લેંણદારને ખાતે જમા કરી, તે પોતાને નામે** અગર **દુકાન ખાતે** ઉધારવું. પછી ચાલતું જમાખર્ચ નાખવું. નામું શરૂ કર્યા પછી વચમાં કોઇ આશામીનું દેવુંલેંણું માલમ પડે, તો તેનું જમાખર્ચ પણ ઉપર બતાવ્યા મુજબ નાખવું. જેને પાછલા વખતનો હિસાબ ન હોય, તેને આમ કરવાની જરૂર પડે છે. પરીક્ષામાં ઘણી વખત આવી રકમો આપે છે. આમાં રોકડી અને જમાખર્ચી રકમો આવી જાય છે, માટે શિક્ષકે પુનરાવર્તન કરાવતી વખતે આ બાબત શીખવવી. ( પરીક્ષા માટેનું મનોયત્ન ૧ લું જુઓ. )

**૩૨. ખાતાદાર સાથેના વ્યવહારના જમા ખર્ચ વિષે:—ક.** જે આશામીની સાથે લેવડદેવડનો વ્યવહાર બાંધ્યો હોય તે આશામી **ખાતાદાર** કહેવાય છે. ખાતાદારને ત્યાંથી રોકડી **રકમ આવે,** તે તેને ખાતે **જમા કરવી;** અને આપણે ખાતાદારને રોકડી **રકમ આપીએ,** તે તેને ખાતે **ઉધારવી.** ઉદાહરણ, વોરા. હીરાચંદ વખતચંદને ત્યાંથી રૂ. ૫૦૦ ) **આવ્યા,** તો તે તેમને ખાતે **જમા કરવા,** અને આપણે શાહ મનસુખ સુરચંદને

રૂ. ૨૦૦ ) **આપ્યા,** તો તે તેમને ખાતે **ઉધારવા.** ( મનોયત્ન ૧ ની રકમ ૨ જી જુઓ. )

**ગ.** ખાતાદાર પોતાની વતી આપણને બીજા કોઈ આશામી પાસેથી રોકડી રકમ અપાવે, તોપણ તે રકમ **ખાતાદારને ખાતે જ** જમા થાય છે, ને વિગતમાં લખાય છે કે **"તમારી વતી ફલાણાએ ભર્યા."** તેમજ આપણે ખાતાદારના કહેવાથી રોકડી રકમ તેની વતી બીજા કોઈ આશામીને ત્યાં ભરીએ, તોપણ તે રકમ **ખાતાદારને ખાતે જ** ઉધરાય છે, ને વિગતમાં લખાય છે કે **"તમારા વતી ફલાણાને ત્યાં ભર્યા."** ઉદાહરણ—પરી. પાનાચંદ કુબેરદાસની વતી શાહ મનોરદાસ કસળચંદે આપણે ત્યાં રૂ. ૨૦૦ ) ભર્યા, તો તે શાહ મનોરદાસ કસળચંદને ખાતે જમા કરવાને બદલે પરી. પાનાચંદ કુબેરદાસને ખાતે જમા થાય, પેટામાં લખાય કે તમારી વતી શાહ મનોરદાસ કસળચંદે ભર્યા. તેમજ પરી. ગિરધર દેવચંદના કહેવાથી આપણે શાહ મનસુખ જેચંદને રૂ. ૧૦૦ ) આપ્યા, તો તે શાહ મનસુખ જેચંદને ખાતે ઉધારવાને બદલે પરી. ગિરધર દેવચંદને ખાતે ઉધરાય છે, ને પેટામાં લખાય કે તમારી વતી શાહ. મનસુખ જેચંદને ત્યાં ભર્યા. ( મનોયત્ન ૧ લાની ૩ જી રકમ જુઓ. )

**૩૩. ઊબળેક રકમ:**—આપણે કોઇને **ઉછીના** રૂપિયા આપીએ, તો જેને આપીએ તેને ખાતે ઉધારવા; અને આવે ત્યારે તેને ખાતે જમા કરવા. તેમજ ઉછીના લાવીએ, તો જેના લાવીએ, તેને ખાતે જમા કરવા; અને પાછા આપીએ, ત્યારે તેને ખાતે ઉધારવા. આવી રકમોને કેટલાક વેપારી ખતવતી વખતે ખાતાવહીમાં ન ખતવતાં **ઊબળેક** મૂકે છે, એટલે જમાઉધારમાં આવી રકમના મથાળાના આંકડા નીચે **ઊ** ( ઊબળેક ) લખે છે. સિલક કાઢતી વખત જમાઉધારના સરવાળામાં તો તે ગણવામાં આવે છે. ( મ૦ ૧-૪, મ૦ ૨-૧. )

**૩૪. ઉપર ટપકે આપેલી રકમ:**—થોડા વખતને માટે ઉછીની આપેલી રકમ, મેળ બંધ કરતાં સુધીમાં ન આવે; તોપણ લઈ જનાર આસામીને નામે ન લખતાં, સિલકના પેટામાં જણાવવામાં આવે છે, કે આટલા પૈસા ફલાણા પાસે ઉપર ટપકે લેણા. ( મ૦ ૧-૫ ). જો બીજે દિવસે આ રકમ આવી ન જાય, તોપછી ઉપર ટપકે ન રાખતાં, મેળમાં તેને નામે ઊબળેક રકમની માફક ઉધારવામાં આવે છે, દુકાનનો માલિક કરકાંઈ કામ પ્રસંગે થોડા વખતને માટે પરગામ સિલકમાંથી પૈસા લઈ જાય, તો તે પણ સિલક કાઢતી વખત ઉપર ટપકે લખાય છે. લાંબા વખતને માટે લઇ જાય, તો તે હથ્થુખાતે લખવામાં આવે છે. ( ૬૯ મી કલમ જુઓ. ) ઘણુંકરીને

ક્રાંઇ પણ રકમ ઉપર ટપકે જમા રાખવામાં આવતી નથી, પણ તેવી રકમ ઊચલેક રકમ તરીકે જમા કરાય છે.

**૩૫. ખરીદવકરાખાતું:**—વેપાર માટે જે માલ રોકડેથી લાવીએ, તે માલની કિંમત ઉધાર બાજુએ **ખરીદખાતે** લખાય છે; અને તે માલનું વેચાણ રોકડેથી થાય, તે **વકરાખાતે*** જમા થાય છે. રોજમેળમાં જમા બાજુએ વકરાખાતું, અને ઉધાર બાજુએ ખરીદખાતું લખાય છે; પણ ખાતાવહીમાં તેનું એકઠું ખાતું પાડવામાં આવે છે, તેનું નામ **ખરીદવકરાખાતું.** ખાતાવહીમાં ખરીદવકરાખાતામાં જમા બાજુએ વકરાખાતાની, ને ઉધાર બાજુએ ખરીદખાતાની રકમો ખતવવી. (મ૦ ૨–૨.) માલનો અદલોબદલો કરવામાં આવે, તો વેચેલા માલની કિમ્મત વકરાખાતે, અને ખરીદેલા માલની કિમ્મત ખરીદખાતે લખાય છે.

**ટીકા:**—વેપારી લોકો જે જે જાતનો વેપાર કરતા હોય, તે દરેક જાતમાં વર્ષ આખરે નફો કે ખોટ શી જાય છે; તે તેમને જાણવું હોય, તો ખરીદવકરાખાતું નહિ રાખતાં દરેક વસ્તુનાં જાતવાર ખાતાં જુદાંજુદાં રાખે છે; પણ આવી રીત અમુક જાતનો મોટો વેપાર કરનાર, જેવા કે અમુક જાતનું કાપડ જથ્થાબંધ વેચનાર કાપડીઆ, જથ્થાબંધ દાણા વેચનાર ફડિયા, જથ્થાબંધ વાસણો વેચનાર કંસારા, ઇત્યાદિને રાખી પાલવે. પરચૂરણ સઘળી જાતનો ધંધો કરનારને પાલવે નહિ. આ પુસ્તકમાં બંને રીતિઓનો ઉપયોગ કર્યો છે.

**૩૬. માલ લાવતાં થયેલો ખર્ચ:**—માલ લાવતાં કે મંગાવતાં ભાડું, જકાત, દલાલી, એ વગેરે જેજે ખર્ચ થાય તે સઘળો ખરીદખાતામાં જ લખવામાં આવે છે. માલની મૂળ કિમ્મત તથા ખર્ચ વિગતવાર જણાવવાને દેશાવરવાળા આડતીઆ, જે કાગળ લખે છે તેને **ભરતિયું** કહે છે. (પૃષ્ઠ ૪૫ માં નમુનો જુઓ.), (મ૦ ૨–૩).

**૩૭. માલ વેચતાં થયેલો ખર્ચ:**—માલ વેચતાં ભાડું, દલાલી, જકાત, એ વગેરે જેજે ખર્ચ થાય; તે સઘળો ઉપજેલી કિમ્મતમાંથી બાદ કરી બાકીની રકમ વકરાખાતે જમા થાય છે. ને પેટામાં એ સઘળી વિગત બતાવાય છે. (મ૦ ૨–૪.)

**૩૮. રોકડથી વેચેલો માલ પાછો આવે તે વિષે:**—રોકડેથી વેચેલો માલ પાછો આવે, ત્યારે કિમ્મત ખરીદખાતે ઉધારી તે પૈસા લાવનાર માણુસને પાછા આપવા. કારણ, તે પૈસા પ્રથમ આપણે વકરાખાતે જ

---

* પાછળ ૧૪મી કલમની **ख** પેટાકલમમાં બતાવ્યા મુજબ વકરાખાતામાં વેપારીઓ બની શકતા સુધી વિગત લખે છે. આવી રીત મોટા વેપારીઓને રાખી પાલવે, પણ પરચૂરણ વેપારીઓને પાલવે નહિ; તે લોકો તો સાંજે ગલ્લામાં આવેલી રોકડ ગણી વકરાખાતે જમા કરે છે.

જમા કરેલા છે. (મ૦ ૨-૫.) નામું લખતાં પહેલાં માલ પાછો ફરે, તો તેનું જમાખર્ચ નાંખવા જરૂર નથી. માલ લઈ, લીધેલા પૈસા પાછા આપવા.

**૩૯. ખર્ચખાતું:**—ઘરમાં વાપરવા સારૂ જે જે વસ્તુઓ લાવીએ, તેની કિમ્મત ખર્ચખાતે લખાય છે. ખર્ચ કઈ બાબતમાં કેટલો થાય છે તે જાણવું હોય, તો બાબતવાર ખર્ચખાતાં જુદાં પાડવાં જોઇએ. જેમકે, દાણા ખર્ચખાતું, ઘી ખર્ચખાતું, તેલ ખર્ચખાતું, દીવેલ ખર્ચખાતું, કાપડ ખર્ચખાતું, દૂધ ખર્ચખાતું, શાક ખર્ચખાતું, પરચૂરણ (મશાલો, ધોબી, હજામ) ખર્ચખાતું, સરપણ (કાઠી) ખર્ચખાતું, ૪૦. જેમને બાબતવાર ખર્ચખાતાં જુદાં રાખવાં ન હોય, તેમણે પણ ચાંલ્લાખાતું, દાગીનાખાતું, ઇમારતખાતું, ખેતરખાતું, ધર્માદાખાતું, એ તો અવશ્ય જુદાં રાખવાં જોઇએ. (મ૦ ૩-૧.)

**૪૦. ચાંલ્લાખાતું:**—શુભાશુભ પ્રસંગે એક બીજાને ચાંલ્લો કરવાનો રિવાજ છે, તેથી આ રીત અમુક મુદત સુધી ઉછીની રકમ આપ્યા જેવું થાય છે, માટે આપણે ત્યાં આવેલો ચાંલ્લો બીજાને ત્યાં અવસર આવે પાછો વાળવો જોઇએ. તે વખતે આપણને મળેલો ચાંલ્લો જોવા સુગમ પડે, માટે ચાંલ્લાખાતું જુદું રાખવાની જરૂર છે. વહેવાઇને ત્યાંથી મળેલી રકમ **વટાવખાતે** જમા થાય છે, અને વહેવાઇને આપેલી રકમ **ખર્ચખાતે** લખાય છે. (મ૦ ૩-૨.), (મ૦ ૫-૨.)

**૪૧. દાગીનાખાતું:**—હિંદુ લોકોમાં ઘરેણાં ઘડાવવાનો રિવાજ બહુ છે, માટે પોતાને ત્યાં કયા કયા દાગીના કેટકેટલી કિંમતના છે, તે જાણવા સારૂ આ ખાતું નોખું રાખવું જોઇએ. દાગીના વેચતાં ઉપજેલા પૈસા દાગીના ખાતે જમા કરવા. દીકરીને કરિયાવરમાં ઘરેણું કરાવી આપીએ, તેનો ખર્ચ તો **ખર્ચખાતે** જ લખાય છે. (મ૦ ૩-૩.)

**૪૨. ઈમારતખાતું:**—ઇમારત બંધાવતાં કે વેચાતી લેતાં જે ખર્ચ થાય, તે ઇમારતખાતે લખાય છે. ઇમારત વેચતાં ઉપજેલા પૈસા ઇમારતખાતે જમા કરવા. (મ૦ ૩-૪.) તેવી જ રીતે ખેતર વેચાણ રાખતાં તેના પૈસા **ખેતરખાતે** ઉધારીને આપવા, અને વેચતાં ઉપજેલા પૈસા **ખેતરખાતે** જ જમા કરવા.

**૪૩. ધર્માદાખાતું:**—કોઇ પણ તરેહથી ધર્માર્થે જે પૈસા ખર્ચવામાં આવે છે, તે ધર્માદાખાતે લખવામાં આવે છે. ઘણા લોકોમાં પોતાની કમાણીનો અમુક ભાગ ધર્માદાખાતે કાઢવાનો રિવાજ છે. એવા લોકોએ સાલ આખરે થયેલો નફો નક્કી કરી તે પરથી ધર્માદાના પૈસા નક્કી કરી ધર્માદાખાતે જમા કરી લેવા; અને જ્યારે તે પૈસા વાપરવામાં આવે, ત્યારે આ ખાતે ઉધારીને આપવા. ધર્માદાનું દેવું પૂરૂં થાય નહિ, ત્યાંસુધી આ ખાતું માંડી વાળવું નહિ. (મ૦ ૩-૫.)

**ટીકા:**—પ્રપંચમાં કિંવા બીજા એવા જ કામ તરફ જે પૈસા ખર્ચ થાય, તે વિગતવાર ખર્ચખાતે લખવાનો રિવાજ નથી, **વરો, લગ્ન,** ઇત્યાદિ એવા પ્રસંગે ખર્ચખાતું જુદું પાડે છે.

**૪૪. ખર્ચ ખાતે જમા ક્યારે થાય તે વિષે:**—પૈસા ખર્ચખાતે લખાઇ ગયા પછી તેમાંના કાંઇ પૈસા પાછા આવે, તો તે ખર્ચખાતે જમા કરવામાં આવે છે. જેમકે ઘરમાં વાપરવા સારૂ ચાર સાલ્લા લાવ્યા, તેમાં એક પસંદ ન પડવાથી વેચી નાંખ્યો. ( મ૦ ૩–૬. )

**૪૫. પેદાશનો જમાખર્ચ નાખવા વિષે:**—મુનીમ, ગુમાસ્તા, વગેરેને વાર્ષિક રકમ આપવી ઠરાવી રાખવામાં આવે છે. તેવા લોકો પોતાને મળેલી રકમ **ગુમાસ્તી** ખાતે જમા કરે છે, અને તેઓને રાખનાર શેઠ તે રકમ **દુકાનખર્ચખાતે** ઉધારે છે. નોકર, ચાકર, રસોઇઆ, વગેરેને માસિક રકમ આપવા ઠરાવી રાખવામાં આવે છે. તેવા લોકો પોતાને મળેલી રકમ **પગારખાતે** જમા કરે છે, અને તેઓને રાખનાર તે રકમ **ખર્ચખાતે** ઉધારે છે. કડીઆ, સુથાર, મજૂર, વગેરેને રોજ ઠરાવી રાખવામાં આવે છે. તેવા લોકો પોતાને મળેલી રકમ **રોજખાતે** જમા કરે છે, અને તેઓને રાખનાર તે રકમ **ખર્ચખાતે** ઉધારે છે. દરજી **શીવડામણખાતે,** ધોબી **ધોવરામણખાતે,** એમ સર્વ લોકો પોતાની કમાઇ જેમાંથી થતી હોય, તે ખાતે જમા કરે છે. (મ૦ ૪–૧.)

ગુમાસ્તા, નોકર, ચાકર, વગેરેને તેમની નોકરી પેટે અગાઉથી કાંઇ રકમ આપવામાં આવે, તો તેમને જ ખાતે ઉધારીને આપવામાં આવે છે. પછી જ્યારે તેમની ચઢેલી નોકરીના પગારનો હિસાબ થાય, ત્યારે તેમને ખાતે તેમનો ચઢેલો પગાર જમા કરી ખર્ચખાતે ઉધારવામાં આવે છે, પછી રકમ આપવી બાકી રહેલી હોય, તો તેમને ખાતે ઉધારીને આપવામાં આવે છે. ( પરીક્ષા માટેનું મનોયત્ન ૨–૪ ક્ પૃષ્ઠ ૧૦૬ જુઓ. )

ખેડૂત લોકો ખેતરની પેદાશ **ખેતરની ઉપજખાતે** જમા કરે છે, અને ખેતી કરતાં ઢોરઢાંક, બી, મજૂરી, વીઘોટી વગેરેનો ખર્ચ થાય તે **ખેતર-ખર્ચખાતે** ઉધારે છે. ખાતાવહીમાં ઉપજખર્ચનું એકઠું ખાતું પાડવામાં આવે છે, તેનું નામ **ખેતરનું ઉપજખર્ચખાતું.** એ ખાતામાં જમા બાજુએ ખેતરની ઉપજ ખાતાની, ને ઉધાર બાજુએ ખેતરની ખર્ચખાતાની રકમો ખતવવામાં આવે છે. આ પરથી વર્ષ આખરે શો નફો કે ખોટ રહી, તે ઝટ માલમ પડે છે. ગણોતે આપેલાં ખેતરોની ઉપજ **ગણોતખાતે** જમા કરે છે, અને એ ખેતરોમાં વીઘોટી વગેરેનો જે ખર્ચ થાય, તે **ગણોતખાતે** **જ ઉધારે છે.** ( ભાગ ૨ જો–મોટી ખાતાવહી પૃષ્ઠ ૧૧૫ મે જુઓ. )

દુકાન, ઘર વગેરેના ભાડાની રકમ આવે, તે **ભાડા ખાતે** જમા કરે છે, ને ભાડે રાખનાર તે રકમ **ભાડાખર્ચખાતે** ઉધારીને આપે છે.

વેપારી લોકો વેપારમાં જે નફો થાય, તે **વટાવખાતે** જમા કરે છે.

**૪૬. વટાવખાતું:**—કોઇ પણ જણસના વેપારમાં નફો થાય, તો તે જે ખાતે જમા; અને તોટો જાય, અથવા આવવાના રૂપિયા ડૂબે તો તે જે ખાતે નામે લખાય છે; તેને **વટાવખાતું** કહે છે. જુદાજુદા વેપારમાં વટાવ શો મળે છે, તે જાણવા માટે જુદાં જુદાં ખાતાં રાખે છે. જેમકે ખરીદવકરાખાતું, વ્યાજખાતું, હુંડીઆમણખાતું, ઇ૦. પરચૂરણ વટાવની લેઆપ તેતો વટાવખાતામાંજ જમાઉધાર કરે છે. જેમકે સિક્કાની અદલાબદલીનો વટાવ, કમિશન, આડત, દલાલી, કોઇનો હિસાબ કરી આપ્યા બદલ મળેલી પાઘડી કે સુખડી, અરજી કે ખતની લખામણી, સોનુંરૂપું પરખામણી, બથ્થું, દેવા પેટે મૂકાવેલી છૂટ, વગેરે પેદાશ **વટાવખાતે જમા** થાય છે; તેમજ વેપારમાં આવેલી ખોટ, લેણાપેટે મૂકેલી છૂટ, ગુમાસ્તાને આપેલી સુખડી કે ઇનામ, વગેરે **વટાવખાતે ઉધારાય છે.**

**क.** અમુક મુંબઇગરા રૂપિયાના પૈસા વટાવીએ, તો જેટલા પૈસા ૬૪-ના ભાવથી વધારે મળે અથવા ઓછા આવે તેટલા પૈસા વટાવખાતે **જમા** અગર **ઉધાર** કરવા. (મ૦ ૪–૨.)

**ख.** રૂપિયાની અદલાબદલી કરતાં આપણી પાસે જે સિક્કાના રૂપિયા હોય, તે કરતાં બીજા સિક્કાના જેટલા રૂપિયા વધારે યા ઓછા આવે તેટલા રૂપિયા વટાવખાતે જમા યા ઉધારવા. જેમકે, રૂ. ૧૦૦) બાબાશાહી, રૂ. ૮૪) મુંબઇગરા આપી લીધા, તો રૂ. ૧૬) વધારે આવ્યા તે વટાવખાતે જમા કરવા જોઇએ; તેમજ રૂ. ૧૦૦) બાબાશાહી આપી રૂ. ૮૪ાॼ મુંબઇગરા લીધા તો રૂ. ૧૫ાॼ ઓછા આવ્યા તે વટાવખાતે ઉધારવા જોઇએ. (કારણ, એમ થાય તો જ સિલકમાં નંગ બરાબર મળે.) (મ૦ ૪–૩.)

**ग.** જે માલનું કમિશન નિયમિત હોય છે એવો કાંઇ માલ ખરીદ કર્યો; તો ખરીદતાં લાગેલી કિંમત કમિશન સુદ્ધાં ખરીદખાતે લખવી, ને કમિશન મળ્યું હોય તેટલી રકમ વટાવખાતે જમા કરવી. ધારો કે રૂ. ૫૦) ની ચોપડી ખરીદી, તેમાં સેંકડે ૨૦ ટકા કમિશન મળ્યું; તો રૂ. ૫૦) ખરીદખાતે લખી, રૂ. ૧૦) વટાવ ખાતે જમા કરવા, અગર કમિશન કાપીને બાકીની રકમ ખરીદખાતે ઉધારવી. ઉપલા ઉદાહરણમાં રૂ. ૪૦) ખરીદ ખાતે ઉધારાય. (મ૦ ૪–૪.)

**घ.** કમિશન આપીને વેચેલા માલનું જમાઉધાર તેથી ઉલટી રીતે નંખાય. એટલે કમિશન સાથેની રકમ વકરાખાતે જમા કરવી, ને કમિશન

વટાવ ખાતે ઉધારવું; અગર કમિશન કાપીનેજ બાકીની રકમ વકરાખાતે જમા કરવી. ધારો કે રૂ. ૩૦) ની ચોપડીઓ સેંકડે ૧૦ ટકા કમિશન આપીને વેચી, તો રૂ. ૩૦) વકરાખાતે જમા કરી, રૂ. ૩) વટાવખાતે ઉધારવા; અગર રૂ. ૨૭) વકરાખાતે જમા કરવા. (મ૦ ૪–૫.)

**ક.** દલાલ લેનારદેનાર વચ્ચે સાટું કરાવી આપે છે. આપણે કોઇને માલ અપાવીએ, તેમાં દલાલી મળે, તો વટાવખાતે જમા કરવી; અને માલ ખરીદતાં આપવી પડે, તો માલની ખરીદીખાતે જ ઉધારવી. ખર્ચખાતે વાપરવાના માલની આપેલી દલાલી ખર્ચખાતે લખાય છે. (મ૦ ૪–૬.)

**૪૭. લોનખાતું**:—સરકારી લોન ખરીદીએ, ત્યારે લોનના ભાવ પ્રમાણે બેઠેલા પૈસા, તથા ખરીદતાં બેઠેલી દલાલી, તે **લોનખાતે** લખીને આપવી. લોન ખરીદતાં ચઢેલું વ્યાજ આપવું પડે, તો તે વ્યાજખાતે લખી આપવું. જેમજેમ વ્યાજ મળતું જાય, તેમતેમ વ્યાજખાતે જમા કરવું. જ્યારે લોન વેચીએ ત્યારે તેના જે પૈસા ઉપજે; તે **લોનખાતે જમા** કરવા. વેચતાં દલાલી આપવી પડી હોય, તો તે ઉપજેલી રકમમાંથી બાદ કરી, બાકીની રકમ લોનખાતાને માથે ચઢાવવી; વેચતી વખત જે વ્યાજ ચઢેલું મળે, તે વ્યાજખાતે જમા કરવું. લોનખાતા પરથી માલમ પડશે, કે લોનમાં નફો રહ્યો કે ખોટ ગઈ. (મ૦ ૫–૧, ૩.)

**૪૮. વીમાખાતું**:—દરિયા ઇત્યાદિ માર્ગે માલ મોકલવામાં તથા મંગાવવામાં આવે છે, ત્યારે જોખમને લીધે તેનો વીમો ઉતરાવવામાં આવે છે. વીમા માટે ખર્ચેલા પૈસા માલની ખરીદી ખાતે લખવામાં આવે છે. વીમાવાળા તે પૈસા વીમાખાતે જમા કરે છે; અને જોખમ થવાથી તે માલની કિંમત ભરી આપવી પડે, તો વીમાખાતે ઉધારીને આપે છે.

**૪૯. શાહખાતું**—વેપારીઓ, કોઇ માણસ સાથે ગુપ્ત ધીરધાર કરવી હોય, એટલે તેનું નામ પ્રસિદ્ધ કરવું ન હોય; ત્યારે **શાહખાતું**, **શ્રીખાતું**, વગેરે નામ આપી તે ખાતે જમાઉધાર નાંખે છે.

## જમાખર્ચી રકમોનું જમાઉધાર.

**૫૦. જમાખર્ચી રકમોનું જમાઉધાર**:—પાછળ ૧૮ મી કલમમાં બતાવ્યા મુજબ તમામ પ્રકારની ઉધાર લેવડદેવડ **જમાખર્ચી** રકમો **છે**, માટે તે રકમોનું જમાઉધાર બંને બાજુએ લખાય છે. કેમકે તે વડે એક આશામીને **આપવું** થાય, તે બીજાને ખાતે **જમા**; અને **લેવું** થાય, તે બીજાને ખાતે **નામે** ચઢે છે. જેમકે, આપણે તેલના વેપાર સારૂ ઘાંચીને ઘેરથી પાંચ મણ તેલ ઉધારે લાવ્યા, તો તેલની કિમ્મત ઘાંચીને ખાતે જમા કરવી

**જોઇએ;** પણ તે રકમ તેલને ખાતે આપણી લે'ણી થઈ, માટે તે રકમ તેલની ખરીદીખાતે ઉધારવી જોઇએ. આવી રકમોને લીધે સિલકમાં કાંઈ વધઘટ થતી નથી, કેમકે એકનીએક રકમ બંને તરફ આવે. આવી રકમોનો જમાખર્ચ લખતાં પેટામાં વિગત પાછળ ૧૪ મી કલમમાં બતાવ્યા મુજબ લખી, તેને છેડે **"અમુક ખાતે ઉધારીને"** અથવા **"અમુક ખાતે જમા કરીને"** એમ લખવું.

**૫૧. વિગતખાતું:**—જ્યારે જુદાજુદા ખાતાની જમાખર્ચી રકમો, એકજ ધણીને ખાતે જમા અથવા ઉધાર કરીને જુદેજુદે ખાતે તે રકમો ઉધાર અથવા જમા કરવી હોય છે; ત્યારે **વિગતખાતું** પાડીને, તેના પેટામાં તે રકમો જુદેજુદે ખાતે લખાય છે. આથી જગ્યા ને વખતનો બચાવ થાય છે, કેમકે પેટામા લખેલાં સઘળાં ખાતાંને છેડે "અમુક ખાતે ઉધારીને" કે "અમુક ખાતે જમા કરીને" એમ વારેવારે લખવું પડતું નથી; પણ પેટા રકમોના સરવાળા નીચે એકવાર લખ્યાથી ચાલે છે. આથી કરીને જ ખાતાવહીમાં વિગતખાતું પાડવું પડતું નથી. વિગતખાતાની રકમ પેટામાં બતાવેલે જુદેજુદે ખાતે જુદીજુદી ખતવાય છે. (મ૦ ૧૦–૩.)

**૫૨. કબુલાતનું નામું:—क.** આપણે કોઇને બીજા પાસે રૂપિયા કબુલાવીએ (અપાવીએ); તો જેની પાસેથી અપાવીએ તેને ખાતે જમા કરવા; અને જેને અપાવીએ, તેને ખાતે ઉધારવા. ઉદાહરણ—આપણે પગી. મેઘજી ભલાને રૂ. ૪) શાહ. નથુ હરખચંદને ત્યાંથી અપાવ્યા; તો તે રૂ. ૪) શાહ. નથુ હરખચંદને ખાતે જમા કરી, પગી. મેઘજી ભલાને ખાતે ઉધારવા (મ૦ ૬–૧.)

**ख.** આપણને કોઇ બીજા માણસ પાસે રૂપિયા કબુલાવે; તો તે રૂપિયા તે આશામીને ખાતે જમા કરીને, કબુલનાર માણસને ખાતે ઉધારવા. ઉદાહરણ—પગી મેઘજી ભલાએ રૂ. ૪) શાહ. મનસુખ સુરચંદને કબુલાવ્યા; તો રૂ. ૪) પગી. મેઘજી ભલાને ખાતે જમા કરી, શાહ. મનસુખ સુરચંદને ખાતે ઉધારવા. (મ૦ ૬–૨.)

**૫૩. હવાલાનું જમાખર્ચ:**—કોઇ ખાતાદાર પોતાના ખાતાનું દેવું બીજાને **કબુલાવે;** ત્યારે તેણે **હવાલો આપ્યો,** અને લે'ણદારે **હવાલો લીધો;** એમ પણ કહેવાય છે. હવાલાનું જમાખર્ચ નાંખતી વખતે જે માણસે હવાલો આપ્યો, તેને ખાતે જમા; અને જે હવાલાની રકમ આપવા કબુલ થયો છે, તેને ખાતે ઉધારવી. એક દેણદારના ખાતામાં બીજાનાં નામ ઉમેરવાં હોય, ત્યારે મૂળ દેવાદારના ખાતામાં લે'ણી રકમનો હવાલો જમા

કરી, મૂળના અને નવા થનાર દેણુદારના ખાતામાં તે હવાલો ઉધારાય છે. ઉદાહરણ—પરી. ગિરધર દેવચંદે રૂ. ૧૦૦) નો હવાલો વોરા. હીરાચંદ વ. ખતચંદ પરનો આપ્યો, તો તે પરી. ગિરધર દેવચંદને ખાતે જમા કરી, વોરા. હીરાચંદ વખતચંદને ખાતે ઉધારવો. ( મ૦ ૬–૩. )

**૫૪. ઉધારમાલનું જમાખર્ચ:**—કોઇને ત્યાંથી ઉધારમાલ લાવ્યા, તો તેને ખાતે માલની કિંમત જમા કરીને ખરીદખાતે ઉધારવી; અને કોઇને ઉધારમાલ આપ્યો હોય, તો તેને ખાતે માલની કિંમત ઉધારી, વકરાખાતે તે કિંમત જમા કરવી. ( મ૦ ૬–૪. )

**૫૫. આપણા ઘરાકને કોઇને ત્યાંથી ઉધારમાલ અપાવવા વિષે:**—આપણા ઘરાકને આપણે કોઇને ત્યાંથી ઉધારમાલ અપાવીએ; તો જેને ઘેરથી માલ અપાવીએ, તેને ખાતે તે માલ જમા કરવો; અને આપણા ઘરાકને ખાતે તે માલ ઉધારવો. એમાં ખરીદવકરા ખાતાનો ઉપયોગ કરવો નહિ. આવા વેપારમાં આપણે આપણા ઘરાક પાસેથી માલની એટલી કિંમત ઉપરાંત વટાવ લીધો હોય; તો વટાવખાતે જમા કરી લેવો, અને ખોટ ગઇ હોય તો વટાવખાતે ઉધારવી; એટલે મેળ મેળવવાને હરકત નહિ આવે. ( મ૦ ૬–૫. )

**૫૬. ઉધાર વેચેલોમાલ પાછો આવે તે વિષે:**—ઉધાર વેચેલો માલ પાછો આવે, તો લાવનારને નામે માલની કિંમત જમા કરીને ખરીદખાતે ઉધારવી. (મ૦ ૬–૬.) નામું લખતાં પહેલાં પાછો ફરે તો નામું માંડવાનું હોય નહિ.

**૫૭. વેપારના માલમાંથી કેટલોક માલ બીજા કામમાં લીધો તેનું જમાખર્ચ:**—વેપારના માલમાંથી કેટલોક માલ ઘર ખર્ચે વપરાય; તો તેની કિંમત **ખર્ચખાતે** ઉધારી, **વકરા ખાતે** જમા કરવી. ઉદા. દુકાનમાંથી ખાવા સારૂ ઘી, ગોળ, દાણા ઘેર લઇ ગયા. તેમજ ધર્માદાખાતે માલ વાપર્યો હોય; તેની કિંમત **ધર્માદાખાતે** ઉધારી, **વકરા ખાતે** જમા કરવી. (મ૦ ૭–૧.)

**૫૮. ઘરખર્ચે ઉધારે આણેલા માલનું જમાખર્ચ:**—જેને ઘેરથી માલ લાવ્યા હોઇએ,તેને ખાતે જમા કરી તે રકમ ખર્ચખાતે ઉધારવી.(મ૦ ૭–૨.)

**૫૯. ઘર ખર્ચે જુદો કાઢેલો માલ વેપારમાં વપરાય તે વિષે:**—ઘરખર્ચના માલમાંથી કાંઇ માલ વેપારમાં વપરાય; તો તેની કિંમત **ખર્ચખાતે** જમા કરી, **ખરીદખાતે** ઉધારવી. જેમકે ખર્ચખાતે રૂ. ૩)=નું ા। મણ તેલ લાવેલા, તેમાંથી ા મણ તેલ દુકાને વેચવા સારૂ લઇ ગયા; તો રૂ. ૧॥–‍ ખર્ચખાતે જમા કરી, ખરીદખાતે ઉધારવો. (મ૦ ૭–૩.)

**૬૦. ઘરખર્ચનો માલ ઉધારે વેચી નાંખવા વિષેઃ—**લઇ જનાર માણસને ખાતે તેની કિંમત ઉધારી, ખર્ચખાતે જમા કરવી. (મ૦ ૭-૪.)

**૬૧. વ્યાજખાતુંઃ—**બીજા પાસે વ્યાજના જેટલા રૂપિયા લે'ણા નીકળતા હોય, તેટલા તેને ખાતે ઉધારી વ્યાજખાતે જમા કરવા; અને કોઇના ખાતામાં આપણે વ્યાજ દેવું નીકળે, તો તે વ્યાજ તેને ખાતે જમા કરી વ્યાજ ખાતે ઉધારવું. કેટલાંક ખાતાંમાં વ્યાજ કાઢ્યા પછી અમુક રકમ છૂટ મૂકાય છે; એવે પ્રસંગે વ્યાજ ખરેખરૂં નીકળતું હોય, તેટલું ખાતાદારના પેટામાં જમા યા ઉધાર કરી, પછી પેટામાં છૂટ બાદ મૂકી બાકી રહે તેટલી રકમ ખાતાદારને માથે ચડાવવામાં આવે છે. એજ માથે ચડાવેલી રકમ વ્યાજખાતે ઉધાર યા જમા કરવામાં આવે છે. ( મ૦ ૧૪ ની ૧ લી કલમની રકમો પૃષ્ઠ ૭૯ મે જુઓ. )

**૬૨. આડતઃ—**આડતીઆ પરદેશમાં એક બીજાને માલ વેચી આપે છે, અગર લઇ આપે છે, તે પર સેંકડે અમુક ટકા આડત લે છે. આનો હિસાબ ઘણુંકરી વર્ષ આખરે સમજે છે. હિસાબ સમજતાં આડત દેવી નીકળે, તો આડતીઆને ખાતે જમા કરી વટાવખાતે ઉધારવી; અને લે'ણી નીકળે, તો આડતીઆને ખાતે ઉધારી વટાવખાતે જમા કરવી. ( મ૦ ૧૪-ની બીજી કલમની રકમો પૃષ્ઠ ૭૯ મે જુઓ. )

## રોકડી અને જમાખર્ચી મિશ્ર રકમોનું જમાઉધાર.

**૬૩. ઉધારે લાવેલા માલમાં થોડા પૈસા આપ્યા હોય તેનું જમાખર્ચઃ—ક.** માલની કિંમત આશામીને ખાતે જમા કરી, ખરીદખાતે ઉધારવી. (રકમ જમાખર્ચી છે માટે.)

**ખ.** માલની કિંમત પેટે આપેલા પૈસા આશામીને ખાતે ઉધારવા. (રકમ રોકડી છે માટે. )

**ગ.** વળી એવી પણ રીત છે કે એવા વેપારમાં આપણે જેટલા પૈસાનો માલ આણ્યો હોય; તેટલા પૈસા તે આશામીને ખાતે જમા કરી, તેના પેટામાં આપેલા પૈસા બાદ કરી, બાકી રહે તેટલા ખાતાદારને માથે ચડાવવા; ને ખરીદખાતે તો માલની કુલ કિંમત લખવી.

ઉદાહરણ. પા. મીઠાભાઇ ડુંગરદાસને ત્યાંથી બાજરો કળશી ૧૦૦) દા. રૂ. ૩૫) ને ભાવે ખરીદ્યો, તેમાં રૂ. ૧૦૦) રોકડા આપ્યા; તો પા. મીઠાભાઇ ડુંગરદાસને ખાતે રૂ. ૩૫૦૦) જમા કરી, ખરીદખાતે ઉધારી, રૂ. ૧૦૦) પા. મીઠાભાઇ ડુંગરદાસને નામે લખવા; અથવા પા. મીઠાભાઇ ડુંગરદાસને ખાતે રૂ. ૩૪૦૦) જમા કરી, રૂ. ૩૫૦૦) ખરીદખાતે લખવા. (મ૦ ૮-૧.)

**૬૪. ઉધારે વેચેલા માલમાં થોડા પૈસા આવ્યા હોય, તેનું જમાખર્ચઃ—**

**ક.** માલની કિંમત આશામીને ખાતે ઉધારી, વકરા ખાતે જમા કરવી. ( રકમ જમાખર્ચી છે માટે.)

**ખ.** માલની કિંમત પેટે આવેલા પૈસા આશામીને ખાતે જમે કરવા. (રકમ રોકડી છે માટે.)

**ગ.** વળી એવી પણ રીત છે કે ઉધારે આપેલા માલમાં જેટલા પૈસા આપણને મળ્યા હોય, તે માલ નામે લખતી વખત પેટામાં બાદ કરી, બાકી રહે તે રકમ માથે ચડાવવી; ને વકરાખાતે તો માલની કુલ કિંમત જમા કરવી.

**ઉદાહરણ**—પગી. મેઘજી ભલાને ૧) મણ ઘી રૂ. ૧૮) લેખે આપ્યું, તેમાં રૂ. ૫) રોકડા આવ્યા; તો પગી. મેઘજી ભલાને ખાતે રૂ. ૧૮) ઉધારી, વકરાખાતે જમા કરી, રૂ. ૫) પગી. મેઘજી ભલાને ખાતે જમા કરવા; અથવા પગી. મેઘજી ભલાને ખાતે રૂ. ૧૩) લખી, વકરા ખાતે રૂ. ૧૮) જમા કરવા. (મ૦ ૮–૨.)

**૬૫. મંડામણી:**—સાહુકાર પાસેથી કરજે રૂપિયા લેતી વખત તેમાંથી તે કરજે કાઢનારની સાહુકારી પ્રમાણે સેંકડે અમુક ટકા કાપી લે છે, તેને **મંડામણી** અથવા **કોથળી છોડામણીના** રૂપિયા કહે છે. આવી વખતે ધરાકને નામે જેટલા રૂપિયા ધીર્યા હોય તેટલા રૂપિયા લખવા ને પેટામાં બતાવવું કે આટલા રોકડા, ને આટલા મંડામણીના; એ મંડામણીના પૈસા **વ્યાજખાતે** જમા કરવા.

**૬૬. કાંધું માંડવા વિષે:**—સાહુકાર પાસેથી ગરીબ લોક કરજે નાણું લઈ, તેના હપ્તા માંડી આપે છે. દેણદાર દરેક હપ્તે ઠરાવ મુજબ રૂપિયા ભરે છે. ઠરાવ મુજબ ઠરાવેલે દિવસે હપ્તો ન ભરે તો તેનું વ્યાજ ઠરાવેલા દર પ્રમાણે આપે છે. સાહુકાર આના બદલામાં ધીરેલા રૂપિયાનું વ્યાજ, તથા કોથળી છોડામણીના રૂપિયા પ્રથમ સેંકડે યા વીસ રૂપિયા પર ઠરાવેલા દર મુજબ કાપી લે છે; આ રીતે કરજે નાણાં લેવાની રીતને કાંધું માંડવું કહે છે. સાહુકારે કાપી લીધેલી રકમ મંડામણી તરીકે ગણાય છે. આવી રીતે કાંધું માંડેલા રૂપિયા ઉધારતી વખત તેનો ઠરાવ બધો લખવો, તથા પેટામાં રોકડા કેટલા, ને મંડામણી કેટલી, તે પણ જણાવવું. મંડામણી **વ્યાજ ખાતે** જમા કરવી. ( મ૦ ૮–૩. )

**૬૭. આડતીઓ પૈસા મોકલી માલ મંગાવે, તેનું જમા ખર્ચ:**—કોઇ માણસ આપણા પર રૂપિયા મોકલી માલ મંગાવે તો આવેલા રૂપિયા તેને ખાતે જમા કરવા; પછી તે માલ આપણે આપણી દુકાનમાંથી મોકલીએ, તો માલની કિંમત મંગાવનાર માણસને ખાતે ઉધારી તે પૈસા વકરાખાતે જમા કરવા. ( મ૦ ૯–૧. ) જો તે માલ આપણે આપણી

દુકાનમાં ન હોય, ને બજારમાંથી રોકડેથી ખરીદીને મોકલીએ; તો ખરીદેલા માલના રૂપિયા ખરાજાત સાથે આડતીઆને ખાતે ઉધારવા. જો બજારમાંથી ઉધારે લાવીને મોકલીએ; તો જેને ત્યાંથી લાવીએ તેને ખાતે જમા કરી, આડતીઆને ખાતે ઉધારવા. (કલમ ૫૫ મી જુઓ.)

**૬૮. સાટાં:–ક.** આપણે કોઇની સાથે કાંઇ પણ માલ વાયદે લેવાનો ઠરાવ કરી અમુક રૂપિયા બાનામાં આપીએ, તો પ્રથમ જે રૂપિયા બાનામાં આપ્યા હોય, તે તેને ખાતે ઉધારવા; અને તેમાં સઘળો ઠરાવ નોંધવો. મુદત થયે માલ જોખી લાવી તેને ખાતે જમા કરવો, ને તે ખરીદ ખાતે ઉધારવો. (મ૦ ૯–૨.)

**ખ.** મુદત થયે માલ ન આપે, ને તે કરાર તોડે; તો એ કરાર તોડયાના બદલામાં જે રૂપિયા લેવાનો ઠરાવ થાય, તે લઇ વટાવખાતે જમા કરવા. આપણે કરાર તોડીએ, ને તે બદલ ખોટ આપીએ; તો તે વટાવ-ખાતે ઉધારીને આપવી. (મ૦ ૯–૩.)

**ગ.** જો આપણે માલ આપવો સહી કરી બાનામાં પૈસા લીધા હોય, તો ઉપરની રીતથી ઉલટી રીતે નામું લખવાનું થાય છે. (મ૦ ૯–૪.)

**ઘ.** કેટલાક ભાગમાં હારજીતનાં સાટાં થાય છે. તેનું નામું પ્રથમ રોજમેળમાં લખાય નહિ. એ સાટાં કરવાની રીત એવી છે, કે અમુક મુદતે, અમુક ભાવે, અમુક માલ આપવાલેવાનાં સાટાં થાય છે. મુદત થયે સઘળા સાટાં કરનારા ભેગા થઇ ભાવ ખંડે છે. એ ખંડેલા ભાવ પ્રમાણે હિસાબ ચૂકવતાં જે લેંણુંદેણું નીકળે તે, રોજમેળમાં વાયદાની મુદતના જમાઉધાર થાય છે. આનું નામું પ્રથમ લખી રાખવાની જે ચોપડી હોય છે, તેને **કબાલાવહી** કહે છે. (તેનું વર્ણન આગળ બીજા ભાગમાં કરવામાં આવશે.)

**૬૯. હથુખાતું:—ક.** પરદેશમાં કોઇ માણસનું દેવું હોય, તેને આપણે કોઇની સાથે રૂપિયા મોકલીએ; તે રૂપિયા પહોંચ્યાનો જવાબ આવે નહિ, ત્યાં સુધી મોકલેલા રૂપિયા લઇ જનાર માણસના **હથુ** (હસ્તે) **ખાતે** લખી રાખવામાં આવે છે. જવાબ આવેથી હથુખાતે જમા કરી, જેને રૂપિયા મોકલ્યા હોય, તેને ખાતે ઉધારવામાં આવે છે. હથુખાતાનો ઉપયોગ ઘણા કામમાં કરવામાં આવે છે. માલ લેવા રૂપિયા મોકલ્યા, તે જ્યાં સુધી માલિકે માલ ખરીદ્યો નથી, કે તેને ( જાતે ન ગયો તો ) માલ પહોંચ્યો નથી, ત્યાં સુધી હથુ ખાતે રાખવામાં આવે છે. (મ૦ ૧૦–૧.)

**ખ.** આપણા આડતીઆ પર માલ વેચવા મોકલીએ, તો તે આપણી કિંમત મુજબ આડતીઆના **હથુખાતે** લખી મોકલવો, ને તે કિંમત **વકરાખાતે** જમા કરવી; ભરતિયું વેચાણનું આવેથી આડતીઆને ખાતે તે

પૈસા ઉધારી, આડતીઆના હથુખાતે જમા કરવા. મિતિ ભરતિયામાં હોય તે લખવી, વાયદે વેચાણ થયેલું હોય, તો તે વાયદાની મુદત તેમાં બતાવવી. આટલું કર્યા પછી મૂળનું આડતીઆનું હથુખાતું સરભર કરવું. હથુખાતામાં રૂપિયા દેવા નીકળે, તો હથુખાતે ઉધારી વકરા ખાતે જમા કરવા, અને લે'ણા નીકળે, તો હથુખાતે જમા કરી ખરીદખાતે ઉધારવા. ( મ૦ ૧૦–૨. )

હથુખાતાની રીત બહુ લાભકારી છે. ધારો કે એક વેપારીએ કેટલાક રૂપિયા એક માણસ સાથે પરગામ મોકલ્યા, પછી તે રૂપિયા લઇ જનારને રસ્તામાં ચોરોએ લુંટી લઇ મારી નાંખ્યો; તે ખબર રૂપિયા મોકલનારને માલમ પડી, એટલે તે તરત હથુખાતે ઉધારેલા રૂપિયા હથુખાતે જમા કરી, વટાવખાતે ઉધારી વાળશે.

**૭૦. છૂટ:**—લે'ણદાર કને લે'ણી રકમ વસુલ કરતાં જેટલી મૂકી દેવામાં આવે છે, તેને છૂટ મૂકી કહે છે. લે'ણદાર કને છૂટ મૂકેલી રકમ તેને ખાતે **જમા કરી, વટાવખાતે ઉધારવી;** આપણા દેવા પેટે મૂકાવેલી છૂટનું નામું એથી ઉલટી રીતે નંખાય, એટલે આપણા લે'ણદારને ખાતે છૂટ મૂકેલી રકમ **ઉધારી, વટાવખાતે જમા કરવી.**

**૭૧. ખાતું માંડીવાળી નવું ખાતું પાડવા વિષે:**—કોઇ ખાતાનો હિસાબ કરી વ્યાજ લેણું નીકળતું હોય, તો તેને ખાતે ઉધારી વ્યાજ ખાતે જમા કરવું. પછી તે રોકડ રકમ, બળદ, ગાય, ભેંસ વગેરે ઢોર, તથા દાણો વગેરે કાંઇ પણ ચીજ આપે, તે તેને ખાતે જમા કરી, જમાખર્ચી રકમ ઉધાર બાજુએ ખરીદખાતે યા જુદે જુદે ખાતે ઉધારવી. નવી બાકી જેટલા રૂપિયાની કાઢવી હોય, તેટલા રૂપિયા પણ તેને ખાતે જમા કરી, ઉધાર બાજુએ તેને ખાતે ઉધારવા; ને ત્યાં આ સઘળો નવો ઠરાવ નોંધવો. કાંઇ રકમ છૂટ મૂકી હોય, તો તે પણ તેને ખાતે જમા કરી વટાવખાતે ઉધારવી. ( મ૦ ૧૦–૩. )

## રોજમેળમાં થતી ભૂલો ને તે સુધારવાના ઉપાય.

**૭૨. જમાઉધાર રકમ લખવી રહી ગયાના ઉપાય:**—કોઇને ખાતે રોકડ જમા કરવી ભૂલી ગયા, તેથી સિલક કાઢતાં રૂપિયા વધે, ને ભૂલ યાદ ન આવે તો તે રૂપિયા **સિલકની વધઘટ ખાતે જમા કરવા;** એમજ ઘટે તો **સિલકની વધઘટ ખાતે ઉધારવા.** જ્યારે ભૂલ પકડાય ત્યારે સિલકની વધઘટખાતે જમા થયેલી રકમ સિલકની વધઘટખાતે ઉધારી, જેના હોય તેના ખાતે **મૂળ મિતિના** જમા કરવા; સિલકની વધઘટ ખાતે ઉધારેલી રકમને માટે એથી ઉલટું કરવું. વિગતમાં ભૂલનું કારણ જણાવવું. ખાતાવહીમાં સિલકનું વધઘટખાતું પાડવું જોઇએ. ( મ૦ ૧૧–૧. )

કેટલાક વેપારી સિલકની વધઘટખાતે જમાઉધાર ન કરતાં, **શાહ–ખાતે** જમા ઉધાર કરે છે; અને શાહ–ખાતાની રકમ ખતવાતા પહેલાં નામ જણાય, તો શાહ–ખાતામાં વચમાં રહેલી પોલી જગ્યામાં નામ નોંધી લે છે. કેટલાક સિલકમાં રહેલ વધારો, થોડો વખત શ્રી જણસેના પેટામાં ઉપર ટપકે ખેંચે છે.

**૭૩. જમા અથવા ઉધારને બદલે, ઉધાર અથવા જમા કર્યાનાં ઉપાયઃ**—એકાદ ખાતાની રોકડ રકમ જમા કરવાને બદલે ઉધારી ગયા, અથવા ઉધાર્યાને બદલે જમા કરી ગયા; તો તે ભૂલ સાંજે સિલક મેળવતી વખતે પકડાશે. ભૂલ સુધારવા માટે જમા બદલે ઉધાર થયેલી રકમ બેવડી જમા કરવી, અથવા ઉધાર બદલે જમા થએલી રકમ બેવડી ઉધાર કરવી, તથા ભૂલ થઇ છે એમ તપસીલમાં લખવું. ( મ૦ ૧૧–૨. )

**૭૪. એકને બદલે બીજાને નામે, જમાઉધાર કર્યાના ઉપાયઃ**—એકાદને બદલે બીજા ખાતે રકમ લખી ગયા, તો તે ભૂલ સિલક કાઢતાં પકડાય નહિ; એવી ભૂલ તો ખાતાદાર સાથે હિસાબ કરતી વખતે પકડાય. જ્યારે ભૂલ પકડાય, ત્યારે જેને ખાતે જમા અથવા ઉધાર થયું છે; તેને ખાતે ઉધાર અથવા જમા કરી, ખરા માલિકને નામે જમા અથવા ઉધાર કરવું. વિગતમાં ભૂલ થવાનું કારણ જણાવવું.

## હુંડી.

**૭૫. હુંડીની વ્યાખ્યાઃ**—જે કોઇ સાહુકાર, બીજા માણસને બીજે ઠેકાણે, પૈસા આપવા માટે પોતાના આડતીયા પર જે પત્ર આપે છે; તેને **હુંડી** કહે છે. હુંડીને **કુડકો** પણ કહે છે. ખાસ અંગતું માણસ પરદેશ જાય, ત્યારે આડતીઆ પર પૈસા આપવા જે પત્ર લખી આપવામાં આવે છે; તેને **ચિઠ્ઠી** કહે છે. ગામમાં ને ગામમાં ખાતાદારને કોઇને ત્યાંથી રૂપિયા અપાવવા જે પત્ર લખી આપવામાં આવે છે તેને **રૂકકો** કહે છે. ચિઠ્ઠી કે રૂક્કો **લખનાર**, રૂપિયા આપનારને ખાતે **જમા** કરે છે; ને રૂપિયા **આપનાર** ચિઠ્ઠી કે રૂક્કો લખનારને **ખાતે** ઉધારે છે. આ પૈસા ખાતાદારને અપાવેલા હોય, તો તેને ખાતે ઉધારે છે. ( જુઓ નમુના પૃષ્ઠ ૪૬ મે. )

**૭૬. હુંડીની જાતઃ**—હુંડી ત્રણ પ્રકારની છે. **૧. શાહજોગી, ૨. નામ જોગી, ૩. ધણી જોગી.**

**૭૭. (૧) શાહજોગીહુંડીઃ**—જે હુંડીના રૂપિયા હુંડી લાવનાર કોઇ પણ લાયક માણસને, ખોળાધર (જામીન) આપવાથી અગર શાહજોગ મળે છે; તેને **શાહજોગી** હુંડી કહે છે. એ હુંડી વેચવી હોય તો વેચાય, વેચતી વખતે હુંડીના મથાળા પર એવી રીતે લખે છે કે લી૦ ફલાણા. જત આ હુંડી મેં ફલાણા સાહુકારને વેચી છે, આમ ન લખે તોપણ ચાલે. ધણા લખતા પણ નથી, કેમકે નાણાં સાહુકારજોગ આપવા લેવાનાં છે. આ હુંડીનું જોખમ નાણાં આપનારને માથે છે. ( જુઓ નમુનો પૃષ્ઠ ૪૬ મે. )

**૭૮. (૨) નામજોગી હુંડી:**—જે હુંડીના રૂપિયા હુંડીમાં જે મનુષ્યને આપવા લખેલું હોય, તેનેજ તે મળે છે; બીજા કોઈને મળતા નથી, તે **નામજોગી** હુંડી કહેવાય છે. આવી હુંડી હાલ બહુ લખાતી નથી, કેમકે સરકારે કરેલા મનીઓર્ડર, વરાત, ચેક તેની ગરજ સારે છે. નામજોગી હુંડીનાં નાણાં આપતી વખતે પણ ખોળાધર લેવાનો ચાલ છે. આ હુંડીનું જોખમ પણ નાણાં આપનારને માથે છે. ( જુઓ નમુનો પૃષ્ઠ ૪૭ મે. )

**૭૯. (૩) ધણીજોગી હુંડી:**—જે માણસે રૂપિયા આપીને હુંડી લીધી તેનેજ રૂપિયા મળે છે, બીજા કોઇને મળતા નથી, આવી હુંડીને **ધણીજોગી** હુંડી કહે છે. આવી હુંડીની ગરજ હાલમાં સરકારી ચલણી નોટો વાળે છે. આ હુંડી હાલમાં બહુ લખાતી નથી, અસલ બહુ ચાલતી. હુંડી લેનાર ધણીને આવી હુંડી લઇ દૂરદેશાવર જવું હોય, ત્યારે આડતીઆ પર નાણાવટી હુંડી શિકારી આપવા બાબત જે કાગળ લખે છે, તેમાં તેના શરીર પરની નિશાની તલ વગેરે જે કાંઇ હોય તે લખે છે. આ હુંડી શિકારી આપ્યાનું જોખમ લખનારને માથે છે, કેમકે આડતીઓ તો નિશાની જોઇ રૂપિયા આપે. ( જુઓ નમુનો પૃષ્ઠ ૪૮ મે. )

**૮૦. ગેરવલ્લે ગયેલી હુંડીના ઉપાય:**—હુંડી ગેરવલ્લે પડે તો **પેંઠ**, પેંઠ ગેરવલ્લે પડે તો **પરપેંઠ**, અને પરપેંઠ ગેરવલ્લે પડે તો **કાગળ** લખી આપે છે. કાગળ ગેરવલ્લે જાય તો **નાણાં પરત મળે.** ( જુઓ નમુનો પૃષ્ઠ ૪૬ તથા ૪૭ મે. )

☞ હુંડીઓનું નામું શીખવતાં પહેલાં તે લખતાં શીખવવી.

**૮૧. હુંડી ખરી લખાયલી છે તેની ખાત્રી:**—હંમેશ હુંડી લખનાર નાણાવટી, હુંડી લખ્યા પછી તે શિકારી આપવા બાબત આડતીઆ પર કાગળ લખે છે, એમાં બંને પક્ષ સમજી શકે એવી ખાનગી નિશાનીઓની વિગત આપે છે. હુંડી ધણીજોગી હોય, તો ઉપર કહ્યા પ્રમાણે શરીરની નિશાનીઓ આપે છે. આવો કાગળ પહોંચ્યા વગર આડતીઓ નાણાં આપતો નથી.

## ત્રણ જાતની હુંડીનાં વિશેષ નામો.

**૮૨. (૧) જવાબી હુંડી:**—સાહુકારને ત્યાં રૂપિયા જમા કરાવીને એ રૂપિયા અમુક માણસને પહોંચાડી તેનો જવાબ આણી આપવા માટે સાહુકારને કહ્યું; એટલે સાહુકાર રૂપિયા પહોંચાડયાનો જવાબ આણી આપે છે. રૂપિયા ભરનારને હુંડીનો કાગળ લેવાની જરૂર રહેતી નથી, એવી હુંડીને **જવાબી હુંડી** કહે છે.

**૮૩. (૨) લેંણી હુંડી:**—સાહુકારને જે શહેરમાં પોતાની આડત નથી, તે શહેરમાં હુંડી કરવી પડે; અથવા જે સાહુકાર ત્યાં પોતાનું ખાતું નથી,

તેના પર હુંડી લખવી પડે; તો હુંડી આપીને તરતજ હુંડીનો અવેજ, અગર તેટલા અવેજની બીજા સાહુકાર ઉપરની હુંડી મોકલે છે; તેવી હુંડીને **લેંણી હુંડી** કહે છે.

**૮૪. (૩) કોરેપૂઠેની હુંડી:**—એટલે નહિ શિકરાયલી હુંડી. આડતીએ હુંડી ન શિકારવાથી રાખ્યાવાળા ધણીને પાછી લાવવી પડે તેને, અથવા આડતીએ હુંડી ન શિકારવાથી રાખ્યાવાળા ધણીને બીજા માણસ પાસેથી રૂપિયા અપાવી તેની માર્ફત પાછી મંગાવેલી હુંડીને, **કોરેપૂઠેની** હુંડી કહે છે. રાખ્યાવાળા ધણીને હુંડી પાછી લાવવી પડે તો કલમ ૯૦ માં બતાવ્યા મુજબ નુકસાની ભરી આપવી પડે; અને બીજા માણસ પાસેથી રૂપિયા અપાવી હુંડી પાછી મંગાવી હોય તો રાખ્યાવાળાને નાણાં મોડાં મળ્યા બદલ વ્યાજખાધ ભરી આપવી પડે.

**૮૫. (૪) શાખો હુંડી:**—એટલે દેવા પેટે મોકલેલી હુંડી. પરદેશનું દેવું વાળવાને આપણે હુંડી લખાવીને, કે બજારમાંથી તૈયાર હુંડી વેચાતી લઇ મોકલેલી હુંડીને, **શાખો હુંડી** કહે છે. કેટલીક વખત પોતે લેંણદાર પર ત્રીજા આશામી પરની ભલામણ લખી મોકલી તેને રૂપિયા અપાવે છે.

**૮૬. (૫) તરત મુદ્દતની હુંડી:**—જે હુંડી સાહુકારની દુકાને બતાવતાંજ પૈસા મળે, એવી હુંડીને **તરત મુદ્દતની હુંડી** કહે છે. એને **રોકડી** અથવા **દર્શની** પણ કહે છે.

**૮૭. (૬) મુદ્દતની હુંડી:**—જે હુંડીમાં દેખાડ્યા પછી અમુક મુદતે પૈસા આપવા, એવી બાબત હોય છે તેને **મુદ્દતની હુંડી** કહે છે. એ પ્રકારની હુંડી સાહુકાર પાસે લઈ જઇએ ત્યારે તે હુંડી નોંધી લઇ તેના પર મિતિ નાંખી આપે છે; તેને **"દેખાડ ઘાલી આપ્યો"** કહે છે. પછી મુદત પાકે પૈસા આપે છે. કારણપરત્વે મુદતની વાટ જોવાને સવડ ન હોય, તો મુદતના દહાડા બદલ વેપારીની રીતે મુદ્દત (વ્યાજ) કાપી લઇ, પૈસા આપવાનો સરાફામાં વહીવટ છે.

## ૮૮. હુંડીમાં લખેલી મુદતો, અને તેનો અમલ:—

**ક. તરત મુદ્દતની**—હુંડી દેખતાંજ નાણાં મળે છે.

**ખ. દિન વળતાની**—હુંડી દેખાડ્યા પછી બીજે દિવસે નાણાં મળે.

**ગ. મુદ્દતવાર ભોમની**—હુંડી દેખાડ્યા પછી ચોથે દિવસે નાણાં મળે.

**ઘ. મુદત દિન ચારચારની**—હુંડી દેખાડ્યા પછી ૯, ૧૩ કે ૧૫ મે દિવસે નાણાં મળે. (જે તે ગામના રિવાજ પ્રમાણે.)

**ઙ. બાંધી મુદતની**—હુંડીમાં લખેલી તારીખે અથવા ત્યારપછી

નાણાં મળે એવી સઘળી જાતની મુદ્દતની હુંડીઓને પણ બાંધી મુદ્દતની હુંડીઓ કહે છે.

૮૯. **ભખ્ખાઇ:—ભક્ષ્**=ખાવું, તે પરથી ભખ્ખાઇ=નાણાવટી હુંડીનાં નાણાં બાંધેલી મુદ્દત ઉપરાંત મોડાં શિકારી ખોટું વ્યાજ ખાઇ જાય છે તે દિવસો. એવી હુંડીમાં મુદ્દતના આંકડા પછી **" પછી "** શબ્દ લગાડેલો હોય છે. જેમ, મુદ્દત દિન ' ચચ્ચાર પછીની ' એનાં નાણાં ૯ મે દિવસે ન આપતાં ૧૩ મે દિવસે આપે છે. એ ચાર દિવસને **ભખ્ખાઇના** દિવસ કહે છે. મુદ્દત ' દિન ૧૫ પછીની ' એમાં ૧૫ મે દિવસે નાણાં ન મળે.

**૯૦. હુંડી બાબત સાહુકારના કેટલાક દસ્તુર:—**

**क.** જેના પર હુંડી લખી હોય તે ખુશીથી શિકારે નહિ, તો હુંડી લેનાર ધણીને અમદાવાદ, સુરત વગેરે ઠેકાણે સેંકડે ૧ ટકા લેખે વ્યાજ, ને સેંકડે એક ટકો ખેપ, નકરામણ ( ન શિકારી તેનો ) વગેરે બાબતનો મળે. મહિનાથી ઓછા દિવસ હુંડી લખી આપ્યાને થયા હોય, તો આખા મહિનાનું વ્યાજ મળે. મહિના કરતાં વધારે મુદ્દત થઇ ગઇ હોય તો જેટલી મુદ્દત થઈ હોય તેટલી મુદ્દતનું જ ઉપર પ્રમાણે વ્યાજ મળે. આ બાબત જુદાજુદા શહેરમાં જુદીજુદી રીત છે.

**ख.** જેના પર હુંડી લખી હોય, તે જો હુંડી પહોંચ્યા અગાઉ દેવાળું કાઢે; તો લખનાર ધણી ખેપ, નકરામણ તથા વ્યાજ આપે નહ્ઃ.

**ग.** હુંડી શકરાયા પહેલાં હુંડી લખનાર માણસ દેવાળું કાઢે, તો હુંડી લેનાર ધણીના રૂપિયા જાય; અને હુંડી શકરાયા પછી લખનાર ધણી દેવાળું કાઢે, તો આડતીઆના રૂપિયા જાય. માટે **હુંડી લેનારે ખાસ લખનાર ધણીની સાહુકારીનો વિચાર કરવો જોઇએ.**

૯૧. **લીધેલી હુંડીનો ખપ ન હોય તે વિષે:—** હુંડી લીધા પછી તેનો ખપ ન હોય. ને પાછી આપવી હોય; તો રાખ્યાવાળાને તેનાં નાણાં લખનાર ધણી, અગર બીજો સાહુકાર, ભાવ પ્રમાણે આપે; હુંડીમાં લખેલાં નહિ.

૯૨. **ભરપાઈ, ખોખું:**—હુંડી ઇત્યાદિના ઉપર રૂપિયા ભરીપૂરીને પામ્યો, એવો જે લેખ લખી આપે છે; અને તેને **ભરપાઈ** કહે છે. હુંડી ભરપાઈ થઇ, એટલે તે હુંડી **ખોખું** કહેવાય છે. એ ખોખું આડતીઓ હુંડી લખનાર ધણી પર મોકલે છે.

૯૩. **સાહુકારને ત્યાં ભરેલા રૂપિયાનો દિવસ નોંધવા વિષે:**—સાહુકારને ત્યાં રૂપિયા ભરવા હોય, તો કેટલેક ઠેકાણે દસ્તુર છે કે સાંજ સુધી રૂપિયા આપે, તો તે તારીખના જ જમા કરે. અમદાવાદ વગેરેમાં દિવસના બાર વાગ્યા સુધી આપે, તો તે તારીખના જ જમા કરે ને બાર વાગ્યા પછી આપે, તો બીજી તારીખના જ જમા કરે. વડોદરામાં

બપોરના બાર પર ત્રણ વાગ્યા સુધી તેજ દિવસના જમા કરે, ને ત્યારપછી બીજે દિવસ નાંખે.

**હુંડી બાબત જુદો કાગળ લખે છે તેમાંના શબ્દાર્થ.**

૯૪. હુંડીઓના જમાખર્ચમાં **અમારી વતીને** ખાતે, કે **તમારી-વતીને** ખાતે, એ શબ્દો લખાય છે તેના અર્થ:—

**ક.** નાણાવટીઓ દેશાવરમાં પરસ્પર આડત રાખી એક બીજા પર હુંડીઓ લખે છે. જ્યારે પોતાની ખુશીથી એક બીજા પર હુંડી લખે, તે લખનારને ત્યાં **અમારીવતીની** હુંડી કહેવાય છે. એમાં હુંડી લખતાં હુંડીઆમણમાં નફો આવે, ખોટ જાય, યા સરભર થાય, તેનો ધણી લખનાર પોતે છે; અને સામા માણસને ફક્ત ઠરાવેલા દર મુજબ **આડત** મળે છે.

**ખ.** જ્યારે આડતીઆના મંગાવ્યાથી પોતે તેના પર હુંડી મોકલે, તે મોકલનારને ત્યાં **તમારીવતીની** હુંડી કહેવાય છે. તમારીવતીની હુંડી એ ખરેખરી કબુલાવ્યાની ચિઠ્ઠી છે. આપણે તમારાવતીની હુંડી મોકલીએ, તેમાં નફો યા નુકસાન આપણને થતું નથી. જેના પર મોકલીએ તે માણસ નફા-ખોટનો ધણી છે. મતલબ કે આપણને બેઠેલા પૈસા—લખનાર ધણીએ દેવાળું કાઢવાથી ન શિકરાય તોપણ—મળેછે. એમાં આપણને ફક્ત **આડતનોજ**નફો છે.

**૯૫. મોકલેલી હુંડીઓ કોને ખાતે છે, તે બાબતની રીત:—**
પોતે લખેલી કે વેચાણ લઇ મોકલેલી હુંડી મોકલ્યા બાબત નિશાની વગેરેનો જુદો કાગળ લખાય છે, તેમાં તે અમારીવતીને ખાતે કે તમારીવતીને ખાતે જમા યા ઉધાર કરજો; એ ખાસ લખવું જોઇએ.

જ્યારે તમારીવતીની હુંડી ના લખાવે, ત્યારે અમારીવતીની સમજવી. શિક્ષકે અમારીવતીની ને તમારીવતીની હુંડીનો ભેદ બરાબર સમજાવવો. કેમકે હરેક હુંડીનું જમાખર્ચ નાંખતાં ખાતાદારના નામને છેડે તે અમારી-વતીની છે, કે તમારીવતીની એ ખાસ લખવું પડે છે. આપણે આડતીઆને અમારીવતીને ખાતે હુંડી લખીએ, કે તેની પાસેથી અમારીવતીને ખાતે મંગાવીએ, તે આડતીઆને ત્યાં આપણે નામે તમારીવતીને ખાતે લખાય; અને આડતીઓ આપણા પર અમારીવતીને ખાતે હુંડી લખે, કે આપણી પાસેથી અમારીવતીને ખાતે મંગાવે, તે આપણે ત્યાં આડતીઆને નામે તમારીવતીને ખાતે લખાય. અમારીવતીની=આપણી પોતાનીવતીની, અને તમારીવ-તીની=સામા ધણીવતીની. આ પહેલા, બીજા પુરૂષના સર્વનામ જેવું છે.

**૯૬. અમારીવતીની હુંડીમાં નફો નુકસાન:**—અમારીવતીને ખાતે હુંડી હોય, ત્યારે લખનાર ધણી રોજમેળમાં પોલી તારીખ રાખે, ને ખોખું પાછું આવે, ત્યારે તેમાં ભરપાઇની તારીખ હોય, તે તારીખ રોજમેળમાં

લખે. એમાં વચલા દિવસનો વ્યાજનો નફો લખનારને મળે છે, અને એમ થાય તે વાજબી છે; કેમકે આવી હુંડીનું જોખમ* લખનારને માથે છે. બીજાની લખેલી હુંડી વેચાણ લઇને મોકલે, તો હુંડીનાં નાણાં જેને હુંડી મોકલી હોય, તેને મળે તે તિથિથી મોકલનારને વ્યાજ મળે.

**૯૭. તમારીવતીની હુંડીમાં નફો નુકસાનઃ**—તમારીવતીને ખાતે હોય; તો જે તારીખે લખી આપે, અથવા બીજાની લખેલી મોકલે; તે તારીખની જમાઉધાર કરે. એવી હુંડીનું જોખમ જેના ઉપર લખે છે તેને માથે છે, ને વેચાણ લીધી હોય, તો મંગાવનારને માથે છે.

## હુંડીઓ સંબંધી જમાખર્ચ નાંખવા વિષે.

**૯૮. હુંડીઓ સંબંધી જુદાજુદા આશામીના ચોપડા:**—હુંડીઓના સંબંધે જુદાજુદા ચાર આશામીના ચોપડામાં જમાખર્ચ પડે.

૧. રાખ્યાવાળા (હુંડી લખાવનાર) નો ચોપડો.

૨. હુંડી લખનારનો ચોપડો.

૩. આવી તૈયાર હુંડીઓ વચ્ચેથી વેચાણ લેનારદેનારનો ચોપડો.

૪. છેવટે જેના પરની હુંડી હોય તે શિકારનાર આશામીનો ચોપડો.

**૯૯. જમાખર્ચીની હુંડીઓની જાત:**—રકમોની માફક જમાખર્ચની હુંડીઓ બે જાતની છે. **૧. રોકડી. જમાખર્ચી.**

**૧૦૦. રોકડી હુંડીની વ્યાખ્યા:**—રોકડે રૂપિયેથી લખાવેલી, લખી આપેલી, વેચાણ લાધેલી કે દીધેલી, અને શિકારેલી હુંડીઓને **રોકડી હુંડીઓ** કહે છે. તેનું જમાખર્ચ રોકડી રકમની માફક **એક તરફ** લખાય છે.

**૧૦૧. જમાખર્ચી હુંડીની વ્યાખ્યા:**—ઉધારે લખાવેલી, લખી આપેલી, વેચાણ લીધેલી કે દીધેલી, અને શિકારેલી હુંડીઓને **જમાખર્ચી હુંડીઓ** કહે છે. તેનું જમાખર્ચ જમાખર્ચી રકમની માફક **બે તરફ** લખાયછે.

**૧૦૨. હુંડીની વિગતમાં શું લખવું તે વિષે:**—હુંડીની વિગત લખવામાં અનુક્રમે નીચેની વિગતે ધ્યાન આપવું.

**ક.** પ્રથમ કેટલાની, તે લખ્યા પછી—

**ખ.** કયા ગામના કયા સાહુકાર પરની છે, તે સાહુકાર પોતાના ચોપડામાં વિગત લખતી વખતે પોતાનું નામ ન લખતાં **"અમારા ઉપરની"** લખશે.

---

* જેના પર હુંડી લખી હોય, તે ધણી હુંડી શિકારે નહિ; તો હુંડીનું વ્યાજ, ખેપ, નકરામણ જે થાય તે.

**ગ.** કયા ગામનો કોણ લખનાર. તે સાહુકાર પોતાના ચોપડામાં વિગત લખતી વખતે પોતાનું નામ ન લખતાં "**લખી અત્રેથી અમારી**" એમ લખશે.

**ઘ.** રાખ્યા કયા ગામના કોના. તે સાહુકાર પોતાના ચોપડામાં વિગત લખતી વખતે "**રાખ્યા અમારીવતી**" એમ કરશે.

હરકોઇ ચોપડામાં ઉપરની વિગતે ત્રણ નામ લખવામાં જ્યાં સર્વનામનો ઉપયોગ થાય તે કરવો.

**ઙ.** કઈ જાતની, **ચ.** કઈ મુદતની, **છ.** કઈ મિતિની લખેલી.

**જ.** હુંડીનાં નાણાં રાખ્યાવાળા ધણીને કે હરકોઇ માણસને આપ્યાં હોય, તેનું નામ હસ્તેમાં લખી લખવું કે શાહજોગ નાણાં આપ્યાં છે. ખોળાધર જોગ આપ્યાં હોય, તો ખોળાધરનું નામ હસ્તે લખ્યા પછી લખવું. શાહજોગ નાણાં આપવાથી નાણાંનું જોખમ લેનારને માથે રહે છે, ને ખોળાધર જોગ આપવાથી ખોળાધરને માથે રહે છે.

**૧૦૩. હુંડીઆમણ ખાતું:**—હુંડીના વટાવને હુંડીઆમણ કહે છે. તેનું જમાખર્ચ હુંડીઆમણ ખાતે નંખાય છે, વળી હુંડીઓ ન શિકારવાથી વ્યાજ, ખેપ, નકરામણ વગેરે બાબતનો થયેલો ખર્ચ પણ હુંડીઆમણ ખાતે લખવામાં આવે છે.

હુંડીનો ભાવ સેંકડા પર ગણાય છે, જ્યારે બજારમાં નાણાંની છત હોય છે, ત્યારે હુંડીનો ભાવ સોની ઉપર હોય છે; અને જ્યારે બજારમાં નાણાંની ભીડ હોય છે, ત્યારે હુંડીનો ભાવ સોની અંદર હોય છે; કોઇ વખત હુંડીઆમણ ઉધ્રડ ઠરાવવામાં આવે છે. (હુંડીનાં લેખાં ગણતાં શીખવવાં.)

**સૂચના:**—હુંડીઓના વેપારાર્થેજ હુંડીઓ આપવા લેવામાં આવે તો તેના વટાવનું જમાખર્ચ **હુંડીઆમણ ખાતે** નાંખવું. બીજા કારણસર હુંડીઓ આપવા લેવામાં આવે, તો જે કારણસર તે આપી લીધી હોય, તે ખાતે હુંડીઆમણનું જમાખર્ચ નાંખવું. દુકાનના માલની ખરીદી કરવામાં વાપરી હોય, તો હુંડીઆમણનું જમાખર્ચ **ખરીદી વકરા ખાતે** નાંખવું. ખર્ચખાતે વાપરી હોય; તો **ખર્ચખાતે** નાંખવું. ઉદા. બાવા સાળંગધર તુળશીગરે તેમના ગુમાસ્તા ગણેશને, રૂ. ૧૦૦૦) ની હુંડી રૂ. ૧૦૦૧ ને ભાવે લઈ, મુંબઇ કાપડ ખરીદવા મોકલ્યો; તો હુંડીઆમણના રૂ. રા ખરીદખાતે ઉધારશે, ને રૂ. ૧૦૦૦)ની હુંડી પાછળ કલમ ૯૯ માં બતાવ્યા મુજબ ગુમાસ્તા ગણેશના હથુખાતે ઉધારી, માલ આવેથી ગુમાસ્તા ગણેશના હથુખાતે જમા કરી, ભરતિયા મુજબ કાપડની ખરીદીખાતે ઉધારશે.

## ૧. શાખ્યાવાળાનો ચોપડો,

અથવા

## લખાવેલી હુંડીઓનું જમાખર્ચ નાંખવા વિષે.

**૧૦૪. રોકડી હુંડીનું જમાખર્ચ નાંખવા વિષેઃ—क.** રોકડા રૂપિયા આપીને બીજા વેપારી કનેથી લખાવેલી હુંડી, જે આશામી પર બીડવી હોય; તે આશામીને ખાતે હુંડીમાં લખેલો આંકડો ઉધારવો, અને હુંડી લખાવતાં વટાવ મળ્યો હોય, તો હુંડીઆમણખાતે જમા, અને આપ્યો હોય, તો હુંડીઆમણખાતે ઉધારવો. એટલે સિલકમાંથી વપરાવેલા રૂપિયાનો મેળ મળી રહેશે. તિથિ આડતીઆને નાણાં મળ્યાની નાંખવી. (મ૦ ૧૨-૧.)

**ख.** જે ગામની હુંડી હોય, તે ગામ પર ન બીડતાં બીજા ગામ પર બીડીએ; તો ત્યાં આડતીઆને વટાવતાં ખોટ જાય, અથવા નફો થાય, તો તેનો ધણી તે પોતે નથી, પણ આપણે છીએ; કેમકે તે અમારીવતીની હુંડી છે. માટે આડતીઆનો જવાબ આવેની વટાવ મળ્યો હોય, તો આડતીઆને ખાતે ઉધારી હુંડીઆમણ ખાતે જમા; અને ખોટ ગઇ હોય, તો આડતી- આને ખાતે જમા કરી હુંડીઆમણ ખાતે ઉધારવી. (જમાખર્ચી રકમ છે માટે.)

**ग.** રોકડેથી લખાવેલી હુંડી તમારીવતીને ખાતે આડતીઆ પર બીડી હોય, મતલબ કે તેની ગરજે તેણે મંગાવી હોય; તો આપણે બેઠેલા પૈસા તેને ખાતે ઉધારવા, ને તિથિ પણ આપણે જે દિવસે રવાના કરીએ, તે દિવસની મજરે આપે.

**૧૦૫. જમાખર્ચી હુંડીનું જમાખર્ચ નાંખવા વિષેઃ—क.** ખાતે લખાવીને જેની પાસેથી જેટલાની હુંડી લઇએ, તેને ખાતે એ હુંડીની ભાવ પ્રમાણે કિંમત થાય, તે જમા કરવી. પછી હુંડીમાં લખેલો આંકડો જે આશામી પર તે બીડી હોય, તે આશામીને ખાતે ઉધારવો; ને વટાવ મળ્યો હોય તો હુંડીઆમણ ખાતે જમા, અને આપ્યો હોય તો હુંડીઆમણ ખાતે ઉધારવો. આડતીઆને ખાતે મિતિ ભરપાઇની નાંખવી. (મ૦ ૧૨-૨.)

**ख.** ૧૦૪ થી કલમની પેટા કલમ **ख** ની સૂચના, આમાં પણ લાગુ સમજવી.

**ग.** ખાતે લખાવીને લીધેલી હુંડી, આડતીઆ પર તમારીવતીને ખાતે બીડીએ; તો એ હુંડીની ભાવ પ્રમાણે કિંમત થાય, તે જેને ત્યાંથી હુંડી લીધી હોય; તેને ખાતે જમા કરી, આડતીઆને ખાતે તેજ કિંમત ઉધારવી. (મ૦ ૧૨-૩.)

☞ જો જમાખર્ચી હુંડીમાં આપણે પ્રથમ થોડી રકમ આપી હોય, તો લખી આપનાર આશામીને ખાતે તેટલી રકમ પ્રથમ ઉધારી, પછી ઉપર બતાવ્યા મુજબ જમાખર્ચ નાંખવું.

**૧૦૬. હુંડીના ખરીદવકરાખાતાનો ઉપયોગ કરવા વિષે:—** બજારમાં હુંડીના ભાવ ઘટયા હોય છે, ત્યારે વેપારીઓ નફાની લાલચે દેશાવરની હુંડીઓ લખાવી રાખે છે, અગર વેચાણ લે છે; અને પછી જેમ-જેમ સગવડ આવે, તેમતેમ દેશાવરના આડતીઆ પર રવાના કરે છે. જ્યારે હુંડીમાં રોકાયલાં નાણાંની વ્યાજખાધ લાગે, તે કરતાં હુંડીઆમણમાં નફો વધારે હોય છે; ત્યારેજ આવો વેપાર કરે છે. આવી હુંડીઓ લખાવતી વખતે કે ખરીદતી વખતે કયા આડતીઆને બીડવી છે, તેનો નિશ્ચય હોતો નથી; માટે તેનું જમાખર્ચ નીચે મુજબ પડે છે.

**ક.** હુંડીના ભાવ પ્રમાણે બેઠેલી કિંમત, **હુંડીની ખરીદીખાતે ઉધારવી.** જો ખાતે લીધી હોય, તો લખનારને ખાતે જમા કરી હુંડીની ખરીદીખાતે ઉધારવી; એમાં હુંડીઆમણ ખાતાનો ઉપયોગ કરવો નહિ.

**ખ.** અમુક મુદત પછી એ હુંડી આડતીઆ પર બીડવામાં આવે, ત્યારે હુંડીમાં લખેલી રકમ તેને ખાતે ઉધારી, **હુંડીના વકરાખાતે જમા કરવી.** આડતીઆને ખાતે મિતિ ભરપાઇની નાંખવી.

## ૨. હુંડી લખનારનો ચોપડો,

અથવા

## લખી આપેલી હુંડીઓનું જમાખર્ચ નાંખવા વિષે.

**૧૦૭. રોકડી હુંડીનું જમાખર્ચ નાખવા વિષે:—** રાખ્યાવાળા ધણીને, જેટલા રૂપિયાની હુંડી આડતીઆ પર લખી આપીએ; તેટલા રૂપિયા આડતીઆને ખાતે* જમા કરવા, ને તિથિ પોલી રાખવી; ખોખું આવેથી ભરપાઇની મિતિ તે વખતે નાંખવી. હુંડી લખતાં વટાવ મળ્યો હોય,

---

* રાખ્યાવાળાનું આપણે ત્યાં ખાતું હોય, તો રોકડેથી આપેલી હુંડી જમાખર્ચી હુંડી તરીકે ગણી, હુંડીના ભાવ પ્રમાણે લીધેલી કિંમત રાખ્યાવાળાને ખાતે જમા કરી, તેટલીજ રકમની હુંડી તેને ખાતે ઉધારી, આડતીઆને ખાતે હુંડીમાં લખેલો આંકડો જમા કરવો, ને હુંડીઆમણની લેવડદેવડ હુંડીઆમણ ખાતે નાંખવી. દક્ષિણમાં હુંડીનું ખોખું આવતાં સુધી આડતીઆને ખાતે જમા ન કરતાં હુંડીખાતે જમા રાખે છે, ને ખોખું આવેથી હુંડી ખાતે ઉધારી આડતીઆને ખાતે જમા કરે છે.

તો હુંડીઆમણખાતે જમા; ને ખોટ ગઇ હોય, તો હુંડીઆમણ ખાતે ઉધારવી; એટલે સિલકમાં વધેલા ઘટેલા રૂપિયાનો મેળ મળી રહેશે. (મ૦ ૧૨-૪.)

**૧૦૮. જમાખર્ચી હુંડીનું જમાખર્ચ નાંખવા વિષે:**—જો કોઇને નામે હુંડી લખી આપીએ; તો તેને ખાતે હુંડીની કિમ્મત ભાવ પ્રમાણે થાય તેટલી ઉધારી, આડતીઆને ખાતે જેટલાની હુંડી હોય તેટલા જમા કરવા. વટાવના પૈસા મળ્યા હોય તો હુંડીઆમણ ખાતે જમા, ને આપ્યા હોય તો હુંડીઆમણ ખાતે ઉધારવા. (મ૦ ૧૨-૫.)

☞ જો જમાખર્ચી હુંડીમાં આપણને પ્રથમ થોડી રકમ મળી હોય; તો રાખ્યાવાળા ધણીને ખાતે તેટલી રકમ પ્રથમ જમા કરી, પછી ઉપર બતાવ્યા મુજબ જમાખર્ચ નાંખવું.

**૧૦૯. તમારીવતીના ખાતામાં લખી આપેલી હુંડીનું જમાખર્ચ:**—આડતીઆ પર તમારીવતીને ખાતે રોકડેથી હુંડી લખી આપીએ, તેમાં નફાખોટના ધણી આપણે નથી, પણ આડતીઓ છે. આવી હુંડી લખી આપીએ; ત્યારે હુંડીના જે પૈસા મળ્યા હોય, તે આડતીઆને ખાતે જમા કરવા, અને તિથિ પણ આપણે જે દિવસે લખી આપીએ તેજ નાંખવી. ઉધારે હુંડી લખી આપી હોય; તો જેને લખી આપી હોય, તેને ખાતે તેની કિમ્મત ઉધારી, આડતીઆને ખાતે જમા કરવી. (મ૦ ૧૨-૬.)

## ૩. તૈયાર હુંડીઓનું જમાખર્ચ નાંખવા વિષે,

અથવા

## વેચાણ હુંડીઓનું જમાખર્ચ નાંખવા વિષે.

લખાવેલી હુંડીઓ માફક, વેચાણ રાખેલી હુંડીઓનો ઉપયોગ થઇ શકે છે; માટે ખરીદેલી હુંડી જે ગામની હોય તે ગામના આડતીઆ પર, અગર બીજે ગામ, અગર તમારીવતીને ખાતે બીડીએ; તેમનું જમાખર્ચ કલમ ૧૦૪-૧૦૫-૧૦૬ માં બતાવ્યા મુજબ નંખાય છે.

**૧૧૦. રોકડી હુંડીઓનું જમાખર્ચ નાખવા વિષે:**—**ક.** રોકડેથી ખરીદેલી હુંડીનો તરત ઉપયોગ કરવાનો હોય; તો તે જેના પર બીડવાની હોય, તેને ખાતે હુંડીમાં લખેલો આંકડો ઉધારવો, અને પેટામાં વિગત બરાબર લખવી. હુંડીમાં વટાવ મળ્યો હોય તો હુંડીઆમણ ખાતે જમા અને આપ્યો હોય તો હુંડીઆમણ ખાતે ઉધારવો; એટલે સિલકમાં વધેલાઘટેલા રૂપિયાનો મેળ મળી રહેશે. ( મ૦ ૧૩-૧. )

**ખ.** રોકડેથી ખરીદેલી હુંડી, હુંડીઆમણના ફાયદાની લાલચે લીધી

હોય, તો કલમ ૧૦૬ માં બતાવ્યા મુજબ હુંડી ખરીદતાં જેટલા પૈસા બેસે, **તે હુંડીના ખરીદખાતે ઉધારવા.** પછી જ્યારે તે આપણી દુકાને શેકડેથી વેચીએ; ત્યારે જે પૈસા ઉપજે **તે હુંડીના વકરા ખાતે જમા કરવા.** આમાં હુંડીઆમણ ખાતાનો ઉપયોગ કરવો નહિ.

**૧૧૧. જમાખર્ચી હુંડીઓનું જમાખર્ચ નાંખવા વિષે:**—ઉધારે વેચાણ રાખેલી હુંડીની ભાવ પ્રમાણે કિમ્મત થાય, તેટલી વેચાણ આપનારને નામે જમા કર્યા પછી ઉપર પ્રમાણે જમાખર્ચ નાંખવું. જો વેચાણ લીધેલી હુંડી અમુક મુદત પછી ઉધારે વેચવામાં આવે; તો તેને ખાતે તેની કિમ્મત ઉધારી, હુંડીના વકરાખાતે જમા કરવી. (મ૦ ૧૩–૨.)

☞ જો જમાખર્ચી હુંડીમાં વેચાણ લેતાંદેતાં થોડી રકમ આપી લીધી હોય, તો તે આશામીને ખાતે પ્રથમ ઉધાર યા જમા કર્યા પછી ઉપર બતાવ્યા મુજબ જમાખર્ચ નાંખવું.

**૧૧૨. તમારીવતીના ખાતાની વેચાણ હુંડીઓનું જમાખર્ચ:**—આડતીઆના મંગાવવાથી હુંડીઓ વેચાણ લેવામાં આવે, તો તેની બેઠેલી કિમ્મત તેને ખાતે ઉધારવી. આડતીઓ તેનાથકી હુંડીઓ વેચવા મોકલે, તો તેની ઉપજેલી કિમ્મત તેને ખાતે જમા કરવી. સબબ આ તમારીવતીની હુંડીઓ થઇ. ( મ૦ ૧૩–૩. )

## ૪. હુંડીઓ શિકારનારનો ચોપડો,

અથવા

## શિકારેલી હુંડીઓનું જમાખર્ચ નાંખવા વિષે.

**૧૧૩. શેકડી હુંડીઓનું જમાખર્ચ નાંખવા વિષે:**—જે માણસ તે હુંડી લઇ આવે, તેને હુંડીમાં લખેલાં નાણાં આડતીઆને ખાતે લખી આપવાં. મિતિ નાણાં પાક્યાની નાખવી. ( મ૦ ૧૩–૪. )

**૧૧૪. જમાખર્ચી હુંડીઓનું જમાખચ નાંખવા વિષે:**—જે માણસ તે હુંડી લઇ આવે, તેને ખાતે જમા રૂપિયા રાખવા હોય; તો હુંડીમાં લખેલાં નાણાં લાવનાર માણસને ખાતે જમા કરી, આડતીઆને ખાતે ઉધારવાં.

☞ જો જમાખર્ચી હુંડીઓ શિકારતાં થોડી રકમ આપી હોય; તો તે આશામીને ખાતે પ્રથમ ઉધારી, પછી ઉપર બતાવ્યા મુજબ જમાખર્ચ નાખવું.

**૧૧૫. મુદત પહેલાં શિકારેલી હુંડીઓ વિષે:**—કારણપરત્વે હુંડી લાવનાર શખ્સને મુદત પહેલાં હુંડીના નાણાં જોઇતાં હોય, તો પાછળ ૮૭ મી કલમમાં બતાવ્યા મુજબ આપીને મુદત બદલ કાપેલી રકમ હું-

ડીઆમણ **ખાતે** જમા કરવી. કેટલાક **વ્યાજ** અગર **વટાવ ખાતે** જમા કરે છે ( મ૦ ૧૩–૪. )

**૧૧૬. તમારીવતીના ખાતાની શિકારેલી હુંડીનું જમાખર્ચ:**—આપણા લખવાથી આડતીઆએ આપણા પર હુંડી લખી હોય; તો તે તેને તમારીવતીની હુંડી થઇ, એમાં તે હુંડીના જેટલા પૈસા આડતીઆને મળ્યા હોય તેટલા તેને ખાતે ઉધારવા, ને મિતિ જે તિથિની હુંડી લખેલી હોય તે નાંખવી. હુંડી લાવનાર શખ્સને તો હુંડી જેટલાની હોય, તેટલા પૈસા ગણી આપવા. આમાં આપણને વટાવ મળ્યો હોય તો હુંડીઆમણ ખાતે જમા, અને ખોટ ગઇ હોય તો હુંડીઆમણ ખાતે ઉધારવી. (મ૦ ૧૩–૫.)

**૧૧૭. હુંડી શિકરાયા વગર પાછી આવે તેનું જમાખર્ચ:**—હુંડી શિકરાયા વગર પાછી આવે, તો પ્રથમ તે હુંડીનાં નાણું જે ખાતે જમા થયાં હોય; તે ખાતે ઉધારી તે હુંડી પાછી લાવનાર શખ્સને પાછાં આપવાં, તે ઉપરાંત વ્યાજ તથા ખેપ નકરામણના પૈસા ધારા મુજબ હુંડીઆમણ ખાતે ઉધારીને આપવા; તેમાં વિગત બરાબર જણાવવી.

**૧૧૮. ભલામણપત્ર:**—બહુ નિકટનો સંબંધ ધરાવનારા ખાતેદારને અમુક મુદતમાં અમુક રૂપિઆ સુધી આપવા, એનો જે સાહુકાર ઉપર પત્ર આપવામાં આવે છે; તેનું નામ **ભલામણપત્ર.** (પૃષ્ઠ ૪૮ મે નમુનો જુઓ.) ભલામણપત્ર પરથી જેટલા રૂપિયા લઇએ, તે જેણે ભલામણપત્ર આપ્યો હોય તેને ખાતે જમા કરવા. રૂપિયા આપનાર ભલામણ લખનારને ખાતે ઉધારશે, અને ભલામણ લખનાર જેણે રૂપિયા આપ્યા, તેને ખાતે જમા કરી લેનારને ખાતે ઉધારશે. (મ૦ ૧૩–૬.)

## હુંડી વિષે મનોયત્ન.

**૧૧૯. સવાલ:**—અમદાવાદવાળા પરી. કસળચંદ વછરાજના લખવાથી, વઢવાણવાળા શાહ. માણેકચંદ કેશવજીએ, રાજકોટના વોરા. હીરાચંદ વખતચંદની દુકાનેથી, રૂ. ૫૦૦)ની હુંડી રૂ. ૧૦૧)ને ભાવે મુંબઇના શેઠ. ઠાકરશી મૂળજી પરની ઉધારે લખાવીને, મુંબઇવાળા. ઠા. અમરશી કચરા પર બીડી. તેનાં નાણાં ઠા. અમરશી કચરાએ હુંડી શિકરાવી રોકડાં લીધાં, તો એ પાંચે સાહુકાર પોતાના રોજમેળમાં નામું કેમ લખશે ?

### ઉત્તર.

**(૧) અમદાવાદવાળા પરી. કસળચંદ વછરાજનો ચોપડો:**—એમના લખવાથી વઢવાણવાળાએ રૂ. ૫૦૦) ની હુંડી લખાવી મુંબઇ બીડી છે, તેથી તેમને **અમારીવતીની** જમાખર્ચી હુંડી થઇ. માટે રૂ. ૫૦૫)

વઢવાણુવાળાને ભાવ પ્રમાણે એઠેલા છે, તે તેના ખાતામાં જમા કરશે, અને રૂ. ૫૦૦) મુંબઇવાળા ઠા. અમરશી કચરાને ખાતે, ને રૂ. ૫) હુંડીઆમણુ ખાતે ઉધારશે. (કલમ ૧૧૧ જુઓ.)

(૨) **વઢવાણુવાળા શાહ માણેકચંદ કેશવજીનો ચોપડો:**—આ તેમને **તમારીવતીની** જમાખર્ચી હુંડી થઇ, માટે એઠેલી રકમ મળે. એટલે રૂ. ૫૦૫) રાજકોટવાળાના જમા કરશે, ને અમદાવાદવાળાને ખાતે ઉધારશે. બંને રકમોમાં તિથિ હુંડી લીધાની તારીખની મળશે. આવી હુંડીઓમાં માત્ર આડતજ મળે. ( કલમ ૧૦૫ **ग** જુઓ. )

(૩) **રાજકોટવાળા વોરા હીરાચંદ વખતચંદનો ચોપડો:**—આ શખ્સ **અમારીવતીની** જમાખર્ચી હુંડી લખે છે, માટે રૂ. ૫૦૫) હુંડી લખી તેજ દિવસના વઢવાણુવાળાને ખાતે ઉધારશે; અને રૂ. ૫૦૦) મુંબઇના શેઠ. ઠાકરશી મૂળજીના જમા કરશે, ને રૂ. ૫) હુંડીઆમણુ ખાતે જમા કરશે. તિથિ ભરપાઇની નાંખશે. ( કલમ ૧૦૮ જુઓ. )

(૪) **મુંબઈવાળા ઠા. અમરશી કચરાનો ચોપડો:**—અમદાવાદવાળાનીવતી વઢવાણુવાળાએ તેમના પર હુંડી બીડી છે, માટે તેમને ત્યાં આ **તમારીવતીની** હુંડી થઇ, એટલે તે વટાવતાં રૂ. ૫૦૦) મળ્યા તે અમદાવાદવાળાને ખાતે જમા કરશે, તિથિ નાણાં મળ્યાની નાખશે. ( રોકડી રકમ છે. ) (ક. ૧૧૨ જુઓ.)

(૫) **મુંબઈના શેઠ. ઠાકરશી મૂળજીનો ચોપડો:**—એમના પર રાજકોટવાળે રૂ. ૫૦૦)ની **અમારીવતીની** હુંડી લખી છે, માટે રૂ. ૫૦૦) રાજકોટવાળાને ખાતે ઉધારીને આપશે. (રોકડી રકમ છે.) તિથિ ભરપાઇની નાંખશે. (કલમ ૧૧૩ જુઓ.)

## ખાતાવહી.

**૧૨૦. ખાતાવહીની વ્યાખ્યા:**—રોજમેળમાં જે રકમો જુદેજુદે ખાતે વારંવાર જમા અગર ખર્ચ લખાય છે, તે સર્વે રકમો જેને નામે દાખલ કરવાની, તે રોજમેળનાં પાનાં પ્રમાણે યાદી કરેલી, તેને ખાતાવહી કહે છે.

**૧૨૧. ખાતાવહીનો ઉપયોગ:**—એ છે કે અમુક આશામી પાસે લે'ણુંદેણું કેટલું છે, તે એક ઠેકાણેથી સમજાય છે. જમા કરતાં ઉધાર જેટલું વધારે તેટલું લે'ણું, અને ઉધાર કરતાં જમા જેટલું વધારે તેટલું દેવું સમજવું.

**૧૨૨. ખાતાની વ્યાખ્યા ને તે ન રાખ્યાના ગેરફાયદા:**—અમુક આશામીનું અગર બાબતનું લે'ણુંદેણું સમજવાને માટે તેને નામે જે એક ઠેકાણે જમાખર્ચ રખાય છે, તેને **ખાતું** કહે છે. તે ન રાખીએ તો કોઇ પણ આશામીનું અગર બાબતનું લે'ણુંદેણું એક ઠેકાણેથી સમજાશે નહિ.

**૧૨૩. ખાતાં પાડવાની રીત:—**ખાતાવહીના પાનામાં અમુક આ-શામીનું અગર બાબતનું ખાતું પાડવું હોય, તેનું પ્રથમ નામ લખીને પછી "નું ખાતું" લખી છેડે તે કઇ સાલનું છે તે લખવું. તેની નીચે રોજમેળ પ્રમાણે જમાખર્ચની નિશાનીવાળી લીટીઓ કાઢવી, એ પ્રમાણે રોજમેળમાં જેટલાં ખાતાં આવેલાં હોય, તેટલાં ખાતાં ખાતાવહીમાં પાડવાં જોઇએ. એ બધાં ખાતાં એકદમ પાડતા નથી, પણ રોજમેળ ખતવતાં જેમજેમ જરૂર પડતી જાય છે, તેમતેમ પાડતા જાય છે. ગુદસ્ત સાલનાં દેવાલેં'ણાનાં ખાતાં તો પ્રથમ પાડી, દેવુંલે'ણું લખી લેવામાં આવે છે; અને તે ઉતારતી વખત જૂની સાલની ખાતાવહીના ખાતામાં નવી સાલની ખાતાવહીમાં જે પાને તે ખાતું પાડવું હોય, તે અંક તથા ચોપડો કયો તે લખવામાં આવે છે. નવી સાલની ખાતાવહીમાં જૂની સાલની ખાતાવહીના પાનાનો અંક તથા ચોપડો કયો તે નોંધવામાં આવે છે. એમ આમનસામન કરવાથી ખાતું જોવું સહેલ પડે છે.

**૧૨૪. રોજમેળ ખતવવાની રીત:—ક.** રોજમેળની રકમો ખાતા-વહીમાં ખતવતી વખતે ખાતાવહીમાં જેની તેના ખાતામાં જમાની જમા તરફ, ને ઉધારની ઉધાર તરફ લખી, તેની આગળ રો. પા. (રોજમેળપાનું) કરી, રોજમેળના જે પાના પર તે રકમ હોય તે પાનાનો અંક ભરી, તેની પાસે મિતિ (મહિનો, તિથિ વાર) લખવામાં આવે છે. રોજમેળમાં રકમ નીચે એવડી લીટી દોરી ખા. પા. લખી રાખેલું હોય છે, ત્યાં રોજમેળની રકમ ખાતાવહીના જે પાને ખતવી, તે પાનાનો અંક ભરી દેવામાં આવે છે. એથી તે રકમ ખાતાવહીમાં ખતવી ગયેલી છે તે, તથા કયે પાને એ મા-લમ પડે છે, વળી તે ખતવી ગયેલી છે તેના વધારે પૂરાવા સારૂ રકમનો સર-વાળો માથે ભરેલો છે, તેની નીચે શુન્ય મૂકે છે; અથવા આવી (।) ઉભી પાણ કરવામાં આવે છે, તેને કાંટું માર્યું કહે છે. આ પ્રમાણે સઘળી રકમો અનુક્રમે ખતવવામાં આવે છે. શિક્ષકે આ પ્રમાણે કરાવવું.

**ખ.** ઘણા વેપારીઓ જણસવાર ખાતાં ખતવવામાં તેની વિગત લખે છે, કે જેથી તે કેટલા મણ યા નંગ સિલકે છે; તે ખાતાવહી પરથી ઝટ માલમ પડે છે. અમે નમુનામાં તેમ પણ રાખેલું છે. આવી રીતે કરવાથી જણસવહીનો ચોપડો રાખવાની જરૂર રહેતી નથી.

**૧૨૫. ખાતાવહીનું સાંકળિયું, ને તેના ફાયદા:—**ખાતાવહીમાં ખાતું એકદમ ઝટ જડે, તેને સારૂ ખાતાવહીને પહેલે પાને સાંકળિયું કર-વામાં આવે છે. એટલે ખાતાવહીનાં ખાતાંનાં નામ, અક્ષર અનુક્રમે લખી તેની આગળ ખાતાવહીના પાનાનો અંક લખે છે. તે જોવાથી ક્યું ખાતું ક્યા પાનામાં છે તે ઝટ સમજાય છે, ને ખાતું ખેવડાતું નથી. સાંકળિયું

કરવાની પદ્ધતિ એક નથી, કેટલાક ગામવાર ખાતાં નોખાં રાખી દરેક ગામમાં જાતવાર યા મહોલ્લાવાર ખાતાં ખાતાવહીમાં પાડે છે, તે મુજબ સાંકળિયું લખે છે, અને તેમાં કોનું ખાતું કયે પાને છે એ લખી રાખે છે.

**૧૨૬. ખાતાનું સાંધણ:**—દરેક ખાતામાં જગ્યા તેની સાથે લેવડદેવડના પ્રમાણમાં બાર માસમાં કેટલી જોઇશે, તેનો વિચાર કરી રાખવી, છતાં ખાતું ભરાઇ જાય તો ખાતાનું સાંધણ બીજે પાને કરવું; પછી મૂળ ખાતામાં જમાઉધારની રકમોનો આખર સુધી સરવાળો કરી તે સરવાળો સાંધણખાતામાં જેનો તેના તરફ લખી, પાછળ પાને ( ) મેથી ચોપડે આણે એમ લખવું; તથા મૂળ ખાતામાં નીચે સાંધણ પાને ( ) મે, ચોપડે આણે એમ લખવું.

**૧૨૭. ખાતાંની સંખ્યા:**—ખાતાવહીમાં અમુકજ ખાતાં હોય, એવો કાંઇ મેળ નથી. રોજમેળમાં જેટલા નામથી રકમો જમાખર્ચ થયેલી હોય છે, તેટલાં ખાતાં ખાતાવહીમાં હોય છે. એક આશામીનું એક જ ખાતું પડે એવો પણ મેળ નથી. એક માણસની જુદેજુદે ઠેકાણે દુકાન ચાલતી હોય, તો દુકાનવાર ખાતું જુદું જુદું રાખવામાં આવે છે. કેટલીક વખત ખાનગી ઉપાડ અને દુકાનનાં ખાતાં પણ નોખાં રાખવામાં આવે છે.

**૧૨૮. ખાતાંના પ્રકાર અને વ્યાખ્યા:**—ખાતાવહીનાં સઘળાં ખાતાં બે પ્રકારનાં છે. ૧. પાકાં ખાતાં. ૨, કાચાં ખાતાં.

**પાકાં ખાતાં** એટલે જે ખાતાંમાં રકમો એકવાર જમા યા ખર્ચ લખાઇ, તે ફરીથી બીજે ખાતે જમા યા ખર્ચ થતી નથી તે ખાતાં. ટુંકામાં જેનું દેવુંલેણું આવતી સાલમાં આપવાનું છે તેવાં ખાતાં. ઉદાહરણ, આશામીઓનાં ખાતાં, અગર તેવાંજ બીજાં ખાતાં.

**કાચાં ખાતાં** એટલે જે ખાતામાં રકમો એકવાર જમા યા ખર્ચ લખાઇ, તે વર્ષ આખરે હિસાબ માંડી વાળવાને, ફરીથી જમાખર્ચ કરીને પાકાં ખાતાંમાં લઇ જવી પડે છે, તેવાં ખાતાં. ટુંકામાં જેનું દેવુંલેણું આવતી સાલમાં આપવાનું નથી એવા ખાતાં. ઉદાહરણ—ખરીદવકરાખાતું, જણસવાર પાડેલાં ખાતાં, વ્યાજ ખાતું, વ૦. જ્યારે કોઇ આશામીનું લેણું આવે એવું ન હોય, ત્યારે વેપારીઓ એવાં ખાતાં પણ માંડી વાળે છે.

## રોજમેળ ખાતાવહી વિષે પરચૂરણ સવાલો.

**૧૨૯.** ખરીદખાતું ને ખર્ચખાતાનો મુકાબલો કરો. ખરીદખાતે ખર્ચેલાં નાણાં પાછાં મળવાનાં છે, પણ ખર્ચખાતે ખર્ચેલાં નાણાં પાછાં મળવાનાં નથી.

**૧૩૦.** રોજમેળમાં રકમ ખર્ચ થઇ ન હોય, છતાં ઉધાર બાજુએ લખાય એવી રકમ કઇ ?—અંતે સિલક કાઢે છે તે.

**૧૩૧.** અનેક જણુસોની ખરીદી તથા વેચાણુ ખરીદવકરાખાતે કર્યું, પછી બાબતવાર દરેક જણુસ ખાતે નફો યા ખોટ શી થઇ, તે જાણવું હોય તો કેમ કરવું ? જુદીજુદી જણુસોના જેટલાજેટલા પૈસા ખરીદખાતે લખેલા હોય, તેટલાતેટલા પૈસા વકરાખાતે જમા કરી જણુસવાર ઉધારવા, પછી જુદી જુદી જણુસોના જેટલા જેટલા પૈસા વકરાખાતે જમા થયેલા, તેટલા ખરીદખાતે ઉધારી જણુસવાર જમા કરવા; પછી નીચે પ્રમાણે તપાસ કરવી.

સિલકે માલ હોય, તેની કિમ્મત પડતર ભાવે ગણી, તેમાં વકરાખાતે જમા થયેલ રકમ ઉમેરો; તેમાંથી ખરીદ ખાતે ઉધારેલી રકમ બાદ કરો; બાકી વધે તે નફો જાણવો, અને ઘટે તો તેટલી ખોટ સમજવી.

**૧૩૨.** રોજમેળ અને ખાતાવહી એમાં વિશેષ યોગ્યતાનો દસ્તાવેજ કયો ?—રોજમેળ એ વધારે યોગ્યતાનો છે, કારણ કે તેમાં પ્રત્યેક રકમની સંપૂર્ણ તપસીલ અને સિલક માલમ પડે છે, અને તે ઉપરથીજ ખાતાવહી કરવાનું બની આવે છે.

**૧૩૩.** રોજમેળ ખાતાવહીમાં મળતાપણું કેવું છે ?—સિલક સિવાય બધી વાતે મળતાપણું છે.

**૧૩૪.** કોઇ માણસ પાસે લેંણદેણું કેટલું છે, તે શા પરથી સમજાય ? ખાતાવહી પરથી.

## વ્યાજવહી.

**૧૩૫. વ્યાજવહીની વ્યાખ્યા.:**—ખાતાવહીમાંથી આશામીવાર પાડેલાં ખાતામાંથી જે વ્યાજુખાતાં હોય, તેનો વ્યાજ કાઢવાનો ચોપડો.

**૧૩૬. વ્યાજુખાતાનો હિસાબ કરવાનો વખત:**—સાલ આખરે વ્યાજુખાતાનો હિસાબ કરી, તેનું જમાખર્ચ કલમ ૬૧ માં લખ્યા મુજબ નાંખે છે. કેટલાક દર વર્ષે વ્યાજુખાતાનો હિસાબ કરતા નથી; તેવા લોકો જ્યારે હિસાબ સમજે, ત્યારે વ્યાજ નીકળ્યા પ્રમાણે તેનું જમાખર્ચ નાંખે છે. વળી કેટલાક વેપારીઓ સાલ આખરે વ્યાજ કાઢવાને બદલે, વર્ષના અમુક ભાગમાં હિસાબ સમજી વ્યાજ જમાઉધાર નાખે છે. આવી રીતે વ્યાજ કાઢવાનો વખત જુદો જુદો છે.

**૧૩૭. અચડ રકમ, શુધાવહી:**—ખાતાવહી પરથી રકમો લઇ વ્યાજવહીમાં વ્યાજ કાઢતાં પહેલાં અરસપરસ ખાતું મેળવી જુએ છે, કે રકમ લખવી રહી ગઇ હોય તો માલમ પડે, રહી ગયેલી રકમને અચડ ( ખાતે નહિ ચડેલી, નહિ નોંધાયલી ) રકમ કહે છે. અચડ રકમોનું જમાખર્ચ છેલ્લા મેળમાં નાંખી ( મિતિ મૂળની હોય તે પેટામાં લખે છે ) ખાતાવહીમાં ખતવે છે, તે પછી વ્યાજ કાઢવું શરૂ કરે છે. જે લોકોને અચડ રકમો ઘણી રહી ગઇ હોય, નામું બરાબર ચોકખું હોય નહિ, તે શખ્સ ખાતું મેળવતી

વખતે વ્યાજવહીમાં સઘળું ખાતું પ્રથમ ઉતારી લે છે; તેને **શુધાવહી** કહે છે, શુધાવહી નીચે વ્યાજ કાઢવામાં આવે છે.

**૧૩૮. વ્યાજની જાત અને વ્યાખ્યા:**—વ્યાજ બે જાતનાં છે. **૧. સાદું, ૨. દીવાળીબાકી** અથવા **ચક્રવૃદ્ધિ વ્યાજ.**

**સાદું વ્યાજ:**—મુદ્દલ રૂપિયાનું કહેલી મુદત સુધીનું સામટું વ્યાજ ગણવું, તેને **સાદું વ્યાજ** કહે છે. સાનનાં કંઈ જણસ મૂકી રૂપિયા ઉપાડે, ને દિવાળીબાકી વ્યાજ ગણવાની બોલી કરી ન હોય, તો સાદું વ્યાજ ગણવાનો ચાલ છે.

**દીવાળી બાકી વ્યાજ:**—મુદ્દલ રૂપિયા જેટલી મુદત રહે, તેટલી મુદતનું સામટું વ્યાજ ન ગણતાં, દીવાળીએ દીવાળીએ ફરી ફરી વ્યાજ કાઢે, તે વ્યાજને **દીવાળીબાકી** વ્યાજ કહે છે. કેટલેક ઠેકાણે દીવાળીએ દીવાળીએ ફરી વ્યાજ ન કાઢતાં, ખાતું જે દિવસેથી શરૂ થયેલું હોય, તે દિવસથી બાર બાર માસે ફરીફરી વ્યાજ કાઢે છે. અંકગણિતમાં આવા વ્યાજને ચક્રવૃદ્ધિ વ્યાજ કહે છે; કેમતે તે ચક્ર એટલે પૈડાની માફક ફરી ફરીને આંટા મારે, એટલે વ્યાજનું વ્યાજ ગણાય.

**૧૩૯. વ્યાજ ગણવાની રીતો:**—વ્યાજ ગણવાની ત્રણ રીતો છે. **૧. સળંગ, ૨. કાપી, ૩. વારેવારીઉં.**

**સળંગ વ્યાજ:**—સળંગ વ્યાજ કહેવાનું કારણ એ કે, તેમાં માસ સળંગ ગણાય છે, એ વ્યાજ ગણવાની રીત બહુ સરલ છે, પણ તેમાં માસ તથા સરના આંકડા બહુ મોટા આવે છે.

**કાપી વ્યાજ:**—કાપી વ્યાજ કહેવાનું કારણ એ કે, ખાતામાં આવેલી રકમો એક બીજાના પેટામાં કપાય છે.

**વારેવારીઉં વ્યાજ:**—વારેવારીઉં વ્યાજ કહેવાનું કારણ એ છે કે, તેમાં મુદત વાર પ્રમાણે ગણાય છે.

## સળંગ વ્યાજ ગણવાની રીત.

**૧૪૦. ખોખું બનાવવાની રીત**—પ્રથમ મથાળે કયા ખાતાનું કયાં સુધીનું વ્યાજ, તથા ખાતાવહી પાનું લખવું. તેની નીચે જમા ઉધાર કરી જમાની સઘળી રકમો જમા તરફ ને ઉધારની ઉધાર તરફ ખાતામાંથી લખવી. ફેર માત્ર એટલોજ કે ખાતામાં માથે આંકડો ભરાય છે, તેમ વ્યાજવહીમાં ન ભરતાં લીટીને આરંભે રૂ. કરીને રકમ લખી દહાડોવાર લખવો. મતલબ કે પહેલો સળ, સર ભરવા માટે રાખવો.

**૧૪૧. મુદત ગણવાની રીત:**—જમાઉધારની દરેક રકમના તેની તિથિથી વ્યાજ ગણવાની મુદત સુધી તિથિ પ્રમાણે મહિના તથા દિવસ નક્કી કરવા, અને દરેક રકમ નીચે પેટામાં ભરવા. એ ગણત્રીમાં પહેલી

તથા છેલ્લી બે તિથિઓમાં ગમે તે એક [1]દિવસ ગણત્રીમાં લેવો. **અધિક માસના વર્ષમાં, વર્ષના ૧૩ માસ ગણાય છે.**

**૧૪૨. સર ગણવાની રીત:**—રૂપિયા અને મહીનાનો ગુણાકાર તે સર કહેવાય, અને રૂપિયા ને દિવસના ગુણાકારને ત્રીસે ભાગતાં આવે તે સર કહેવાય. ત્રીસે ભાગવાની સહેલી રીત **સાડાસાતનો પા,** એ ધાત ગણવાની છે. ભાગાકારમાં ૩ાા કે તેથી ઓછા વધે તો મૂકી દેવા ને વધારે વધે તો ૦। ગણી લેવો. આ પ્રમાણે દરેક રકમનો સર ગણી તેને માથે ચડાવવો. પછી જમાઉધારના સરનો જુદોજુદો સરવાળો લેવો, ને મોટા સરવાળામાંથી નાનો સરવાળો બાદ કરવો, બાકી સર રહે તેમાંથી ૦ાા દિવસનો સર બાદ કરવો. એ ગણવાની સહેલી રીત એ છે, કે બાકી રહેલા સરનો ૬૦ મો[2] ભાગ તેમાંથી બાદ કરવો. ( આમ કરવાનું કારણ વારોવારીઆ વ્યાજમાં બતાવ્યું છે. )

**૧૪૩. તારીજ કરવાની રીત:**—તારીજ શબ્દ પ્રથમ લખી લાંબી લીટી દોરવી, ને તે લીટીમાં જે દિવસ સુધી વ્યાજ કાઢયું હોય તે દિવસ લખવો. તેની નીચે જમાઉધારની લીટીઓ દોરવી. પછી ખાતાવહી પરથી નક્કી કરી જો રૂપિયા દેવા હોય તો જમા તરફ, ને લે'ણા રહેતા હોય તો ઉધાર તરફ લખવા. વ્યાજનો સર લે'ણો નીકળતો હોય તો ઉધાર તરફ, ને દેવો રહેતો હોય તો જમા તરફ માંડવો. ટકાની તેરીખ હોય તો સર જેટલા દોકડા વ્યાજ ગણવું, અર્ધા ટકાની હોય તો અર્ધા દોકડા સમજવા, આનાની તેરીખ હોય તો જેટલા આનાની તેરીખ હોય, તેટલાએ સરને ગુણતાં આવે તેટલી બદામ વ્યાજ સમજવું.

તારીજમાં મુદ્દલ રૂપિયા ને વ્યાજ લે'ણું નીકળતું હોય તો તે બંનેનો તેની નીચે સરવાળો કરી, તે રકમ તારીજમાં જમા તરફ બાકી લે'ણી બતાવવી. જો મુદ્દલ રૂપિયા ને વ્યાજ દેવું નીકળતું હોય તો તે બંનેનો તેની નીચે સરવાળો કરી, તે રકમ તારીજમાં ઉધાર તરફ બાકી દેવી બતાવવી.

કદાચ મુદ્દલ રૂપિયા લે'ણા ને વ્યાજ દેવું નીકળતું હોય; અગર મુદ્દલ

---

૧. સરકારી નોકરીના પગારમાં પહેલો તથા છેલ્લો બંને દિવસ ગણત્રીમાં લેવાય છે, કેમકે બંને દિવસ નોકરી કરેલી હોય છે; પણ મુદત ગણવામાં તો આજ બપોરથી કાલ બપોરે એક દિવસ પૂરો થયો ગણાય.

૨. કાઠિયાવાડ વગેરે કેટલેક ઠેકાણે ૬૦ મો ભાગ બાદ ન કરતાં વ્યાજની રકમમાંથી સેંકડે ટકા દોઢ ટકા લેખે છૂટ મૂકવાનો ચાલ છે. કેટલેક ઠેકાણે પંચોતરી એટલે સેંકડે પાંચનો સર કપાય છે. એટલે બાકી રહેલા સરનો ૨૦ મો ભાગ બાદ કરાય છે.

રૂપિયા દેવા, ને વ્યાજ લે'ણું નીકળતું હોય; તો તે બંનેની બાદબાકી કરી છેવટે દેવુંલે'ણું રહે, તે ઉપર મુજબ બતાવી તારીજમાં જમાઉધારનો સરવાળો લેવાથી બંને તરફના સરવાળા સરખા થશે. બાકી સામે તિથિ અને **ધણી હથુ સામસામા સમજીને હિસાબ નક્કી કર્યો** એમ પણ લખવું.

**૧૪૪. વ્યાજ ખતવવા વિષે:**—વ્યાજવહીનું વ્યાજ રોજમેળમાં કલમ ૬૧ મુજબ નાંખતી વખતે તેના પેટામાં વ્યા. પા. નાંખવું; અને વ્યાજવહીમાં રો. પા. નાંખવું; કે જ્યારે તપસીલ જોવી હોય ત્યારે માલમ પડે.

**જ્યારે જમાઉધાર એક જ તારીખ હોય, ત્યારે જ આ રીતે વ્યાજ કાઢી શકાય. આ વ્યાજ માટે વ્યાજવહીના ચોપડામાં ૧ લો નમુનો પૃષ્ટ ૯૭ મે જુઓ.**

## કાપી વ્યાજ ગણુવાની રીત.

**૧૪૫. ખોખું બનાવવાની રીત:**—પ્રથમ મથાળે કયા ખાતાનું કઇ સાલનું વ્યાજ તે લખી ખા. પા. લખવું. તેની નીચે જમાઉધાર દોરવું; પછી ખાતાવહી પરથી જમા કે ઉધારની પહેલી રકમમાંથી જે રકમ મોટી હોય, તે વ્યાજવહીમાં જે બાજુની હોય તે જ બાજુએ લેવી. કાપી વ્યાજમાં રકમો લખવાની રીત ઉપરના વ્યાજ જેવી છે. ધારો કે જમામાં પહેલી રકમ મોટી છે, માટે આપણે જમામાં તે રકમ લીધી. પછી ઉધારની બાજુની પ્રથમ રકમથી જેટલી રકમો તેમાં બાદ જતી હોય, તેટલી ઉધાર બાજુએ લેવી. ધારો કે તેવી બે રકમો બાદ જાય છે, માટે બે લીધી. તે રકમો જમા બાજુમાંની પહેલી રકમમાંથી બાદ કરવી. બાદ કરવાને તે રકમો પેટામાં લખવી, પણ તેની સાથે દહાડો વાર ન લખવો. બાકી જે રહે તે ઉધારની ત્રીજી રકમ લઇ તેમાંથી બાદ કરવી. બાકી સાથે જમાની બીજી રકમથી જેટલી રકમો બાદ જતી હોય તેટલી લેવી, ન જતી હોય તો બાકી બાદ કરવી. ઉધારમાં જે બાકી રહે તે જમાની રકમમાંથી બાદ કરવી. આમ છેવટ બધી રકમો વ્યાજવહીમાં આવી રહે ત્યાંસુધી કરવું.

છેવટે જેટલા રૂપિયા ખાતાવહીમાં દેવા કે લે'ણા રહેતા હોય, તેટલા જ રૂપિયા વ્યાજવહીમાં દેવા કે લે'ણા નીકળે; તો ખોખું ખરૂં બન્યું સમજવું. ભુલ જણાય તો ફરી તપાસી ખરૂં કરવું, ખોખામાં દેવી રહેલી રકમો ઉધાર તરફ, અગર લે'ણી રહેલી રકમો જમા તરફ છેવટે બતાવવી; ને તે કઈ મુદત સુધી રહી છે તે પણ બતાવવું.

**૧૪૬. મુદત ગણુવાની રીત:**—પેટા રકમની તિથિ જે મુખ્ય રકમના પેટામાં તે હોય તે મુખ્ય રકમની તિથિ તે જ ગણાય છે. કારણકે

પેટા રકમને જુદી તિથિ ચડાવતા નથી. પ્રથમ ખોખામાં જમા ઉધાર રકમમાંથી જે રકમ પહેલી તિથિની હોય, તે દિવસથી તેને સરખી રકમવાળી બીજી તિથિ સુધી તિથિ પ્રમાણે માસ તથા દિવસ નક્કી કરવા, ને તે પહેલી તિથિની રકમ આગળ માંડવા; ને સામી બાજુએ તે રકમ પર દિવસ જમાને માટે "દિ. જ." અને દિવસ ઉધારને માટે "દિ. ઉ." એમ લખવું.

**૧૪૭. સર ગણવાની તથા તારીજ કરવાની રીત:**—સર ગણવાની રીત સળંગ વ્યાજના જેવી જ છે. જેજે રકમ આગળ "દિ. જ." કે "દિ. ઉ." એમ લખ્યું હોય, તે રકમોના સરમાં શુન્ય મૂકવું. પેટા રકમોના સરનો સરવાળો મુખ્ય રકમને માથે ચઢાવવો. પછી જમા બાજુના સરનો સરવાળો જમા તરફ, ને ઉધાર બાજુના સરનો સરવાળો ઉધાર તરફ લખવો. આ પછીની સઘળી રીતને **જમા ઉધારની એક તેરીખ હોય,** તો સળંગ વ્યાજના જેવીજ છે.

**☞ કાપી વ્યાજ માટે વ્યાજવહીના ચોપડામાં ૨ જો નમુનો પૃષ્ઠ ૯૭ મે જુઓ.**

## જમાઉધાર જુદી તેરીખનું વ્યાજ કાઢવાની રીત.

**૧૪૮.** કાપી વ્યાજની રીતે વ્યાજ કાઢી, જમાઉધાર સરના જુદાજુદા સરવાળા કરી, તે દરેકમાંથી ૦ાા દિવસનો સર બાદ કરી, બાકી રહે તે તારીજમાં જમાનો સર જમા બાજુએ, ને ઉધારનો સર ઉધાર બાજુએ લખી, જમા ઉધારની તેરીખ મુજબ વ્યાજ ગણવું. આવા ખાતાનું વ્યાજ જમા ઉધાર રકમોનું જ્યાંસુધી વ્યાજ ગણવું હોય, ત્યાં સુધી માસ જુદા ગણી કઢાય નહિ. ધારો કે આપણે લીધેલી રકમનું વ્યાજ ૦ાા ટકા લેખે, ને આપણે ભરેલી રકમનું વ્યાજ ૦ાા ટકા લેખે છે. હવે આપણે રૂ. ૧૦૦) આણ્યા. બે માસ પછી રૂ. ૫૦) ભર્યા, તો ચાર માસને અંતે વ્યાજ શું થાય ? રૂ. ૧૦૦) પ્રથમ આપણે બે માસ રાખ્યા, માટે તેનું વ્યાજ રૂ. ૧ાા થયો, બે માસ પછી રૂ. ૫૦) ભર્યા માટે રૂ. ૫૦) બાકી રહ્યા. તે બે માસ રહ્યા, માટે તેનું વ્યાજ રૂ. ૦ાા મળી કુલ રૂ. ૨ા વ્યાજના થાય. સળંગ રીતે ગણતાં રૂ. ૧૦૦) નું ૪ માસનું વ્યાજ રૂ. ૩), તેમાંથી રૂ. ૫૦)નું બે માસનું વ્યાજ રૂ. ૦ાા જતાં રૂ. ૨ાા નીકળે, માટે સળંગ વ્યાજ ગણવાની રીતે ન ગણાય.

**☞ આવા વ્યાજ માટે વ્યાજવહીના ચોપડામાં ૩ જો નમુનો પૃષ્ઠ ૯૯ મે જુઓ.**

## વારેવારીઉં વ્યાજ ગણવાની રીત.

**૧૪૯. રીત:**—આ વ્યાજ કાઢવાની રીત કાપી વ્યાજના જેવીજ છે. ફેર માત્ર મુદત ગણવાની રીતમાં છે તે નીચે મુજબ—

**૧૫૦. વાર પ્રમાણે દિવસ ગણવાની ૧ લી રીત:**—પ્રથમ તિથિ પ્રમાણે માસ ગણી નક્કી કરવા, તેમાંથી દર મહિને ૦।। દિવસ લેખે ગણતાં જેટલા દિવસ આવે, તેટલા દિવસ આવેલી મુદતમાંથી બાદ કરવા, બાકી જેટલી મુદત રહે, તેટલી વાર પ્રમાણે ગણતાં આવવી જોઇએ; એમ અડસટ્ટો જાણવો, તે નક્કી કરવા માટે—

અડસટ્ટે રહેલી મુદતમાં જેટલા માસ હોય, તેનાં પખવાડિયાં કરવાં. એ પખવાડિયાં જેટલા દિવસ[1] પહેલી તિથિના વારથી તે વારને મૂકીને ગણવા, ગણતાં છેલ્લો વાર આવે, તે દિવસે છેલ્લું પખવાડયું પૂરૂં થયું એમ સમજવું. પછી તેની જોડેના વારથી છેલ્લી તિથિના વાર સુધી વાર ગણવા, તેમાં છેલ્લો વાર ગણવો, તે એટલે સુધી ગણવા કે મહિના ઉપર દિવસનો અડસટ્ટો નક્કી કર્યો છે, તેની લગભગ આવી રહે. ઉદાહરણ—ધારો કે પોષ શુદ ૭ ને શનિવારથી આવતા પોષ શુદ ૭ ને બુધવાર સુધી વાર પ્રમાણે મુદત ગણવી છે; તો પ્રથમ તિથિ પ્રમાણે ગણતાં ૧૨ માસ થયા, તેમાંથી ૦।। દિવસ પ્રમાણે ૬ દિવસ જતાં ૧૧।। માસ અને ૯ દિવસનો અડસટ્ટો આવ્યો; હવે ૧૧।। માસનાં ૨૩ પખવાડિયાં થયાં, તેટલા દિવસ પહેલી તિથિનો શનિવાર છે, ત્યાંથી મૂકીને ગણતાં છેલ્લો સોમવાર આવ્યો, એટલે ૨૩ મું પખવાડિયું સોમવારે પૂરૂં થયું; પછી સોમવારથી છેલ્લી તિથિના બુધવાર સુધી ગણતાં બે દિવસ આવ્યા, પણ લગભગ ૯ દિવસ આવવા જોઇએ; માટે બે દિવસવાળો બુધવાર નહિ, પણ તેની પછીનો બુધવાર હોવો જોઇએ; માટે એક અઠવાડિયું વધારે ગણવું, તેથી ૨+૭=૯ દિવસ થયા, તે ઉપરના દિવસ સાથે મળી રહે છે. જ્યારે આવી રીતે ગણતાં ૬, ૭ કે ૮ દિવસનો ફેર રહે, ત્યારે ૭ દિવસ ઉમેરી લેવા.

**૧૫૧. વાર પ્રમાણે દિવસ ગણવાની બીજી રીત:**—તિથિ પ્રમાણે ગણતાં જે માસ થાય, તેમાંથી મહિને ૦।। દિવસ પ્રમાણે બાદ કરતાં જે માસ રહે; તેનાં પખવાડિયાં કરી તેમાં ઉપર જેટલા દિવસ હોય

---

[1] પખવાડિયાં જેટલા દિવસ પહેલી તિથિના વારથી ગણવાનું કારણ–મહિનાના વાર ૩૦ તે પહેલી તિથિના વારથી તેને પડતો મૂકી ગણીએ, તો બીજો માસ પહેલા વારથી બે દિવસ મોડો બેસે ( કેમકે પહેલો વાર પડતો મૂકયો જેથી ૭ મો, ૧૪ મો, ૨૧ મો, ને ૨૮ મો વાર તે ને તે આવે ); માટે માસે ૨ દિવસ, ને પખવાડિયે ૧ દિવસ ગણીએ છીએ.

તે મેળવવા. પછી પહેલી તિથિના વારથી, તે દિવસ જેટલા વાર પહેલો વાર પડતો મૂકી ગણવા, છેલ્લો વાર આવે તે બીજી તિથિનો વાર હોય, તો જાણવું કે અર્ધા દિવસ લેખે બાદ કરતાં જે મુદત આવી છે તે ખરી છે; પણ જો વાર વધી જાય તો જેટલા દિવસ વધ્યા છે તેટલા ઓછા કરવા, અને જો એકાદ બે દિવસ ઘટતા હોય તો તેટલા ઉમેરવા. ઉદાહરણ– અષાડ શુદ ૧ ને સોમવારથી આસો વદ ૦)) ને શુક્રવાર સુધી માસ ગણવા છે, તો તિથિ પ્રમાણે ગણતાં ૩ાા માસ ૧૪ દિવસ આવ્યા; તેમાંથી અર્ધા દિવસ લેખે બાદ કરતાં ૩ાા માસ ને ૧૨ દિવસ રહ્યા, હવે ૩ાા માસનાં ૭ પખવાડિયાં; તેમાં ઉપરના ૧૨ દિવસ મેળવતાં ૧૯ દિવસ થયા, તેટલા વાર પહેલી તિથિનો સોમવાર પડતો મૂકી ગણતાં છેલ્લો વાર શનિ આવ્યો, પણ બીજી તિથિનો વાર શુક્ર છે તેથી ૧ દિવસ વધી જાય છે તે બાદ કરતાં ૩ાા માસ ૧૧ દિવસ ખરા જાણવા.

**૧૫૨. તિથિ કરતાં વાર પ્રમાણે ગણતાં માસે ાા દિવસ ઓછો આવે છે તેનું કારણ:**—તિથિ પ્રમાણે માસ ગણાય છે તે ચાંદ્ર માસ છે. એ ૨૯ાા દિવસનો છે, એટલે એટલા દિવસમાં ચંદ્ર પૃથ્વીની આસપાસ ફરી મૂળની સ્થિતિમાં આવે. વાર પ્રમાણે માસ (સૌર્ય) ના ૩૦ દિવસ પૂરેપૂરા ગણાય છે, માટે ચાંદ્રમાસ સૌર્યમાસ કરતાં મહિને અરધા અરધા દિવસનો ઓછો ગણાયેલો છે તેથી વધારે માસ થયેલા છે, તેમાંથી મહિને ાા દિવસ લેખે બાદ કરેથી સૌર્યમાસ થઇ રહે છે.

**☞ વારોવારીઆ વ્યાજ માટે વ્યાજવહીના ચોપડામાં ૩ જો નમુનો પૃષ્ઠ ૯૯ મે જુઓ.**

**૧૫૩. વાયદાની રકમોનું વ્યાજ ગણવાની રીત:**—કેટલોક માલ તેની કિમ્મત, અમુક મુદત પછી લેવાનો ઠરાવ કરી વેચવામાં આવે છે, એવી રકમોની મિતિ વ્યાજવહીમાં તેનો વાયદો જે દિવસે પૂરો થતો હોય, તે લખાય છે. (વ્યાજવહીના ચોપડામાં ૩ જા નમુનામાં જમાની પહેલી રકમ જુઓ.)

## કાંધાનું વ્યાજ ગણવાની રીત.

**૧૫૪.** કાંધાનું વ્યાજ ગણવાની રીત બીજાં વ્યાજ ગણવાની રીતના જેવી છે. ફેર માત્ર એટલો જ છે કે જેટલા રૂપિયાનું કાંધું લખ્યું હોય, તેટલા બધા રૂપિયા વ્યાજવહીમાં ઉધાર બાજુએ સામટા ન લેતાં, દરેક હપ્તો જુદોજુદો લેવામાં આવે છે; ને તેની મિતિ હપ્તો ભરવાનો જે દિવસ હોય તે લખાય છે.

**☞ કાંધાના વ્યાજ માટે વ્યાજવહીના ચોપડામાં નમુનો ૪ થો પૃષ્ઠ ૧૦૦ મે જુઓ.**

**૧૫૫. વ્યાજવહીમાં નવું ખાતું પાડવા વિષે:**—જ્યારે વ્યાજવહીમાં ખાતાદારની સહી લેવી હોય છે, ત્યારે હિસાબ સમજ્યા પછી આવેલી

રકમ તારીજમાં જમા કરી, બાકીલે'ણા નક્કી કરી, **તારીજ નીચે નવું ખાતું પાડી, ત્યાં સહી લેવામાં આવે છે.** વળી વ્યાજ તથા આવેલી રકમ રોજમેળમાં જમાખર્ચ કરી, ખાતાવહીમાં ખતવી પછી ૭૧ મી કલમમાં બતાવ્યા મુજબ ખાત્તાવહીમાં ખાતું માંડીવાળી, નવું ખાતું પાડે છે. (વ્યાજવહીના ચોપડામાં નમુનો ૪ થો પૃષ્ઠ ૧૦૦ મે જુઓ.)

## અચડમેળ. (જમાખર્ચી મેળ.)

**૧૫૬. સાલ આખરે વેપારમાં નફાતોટો નક્કી કરવા વિષેઃ—** એને માટે રોજમેળમાં આસો વદ ૦)) ના મેળ પછી અચડમેળ દોરવામાં આવે છે. તે બનાવવામાં નીચેની ત્રણ બાબત પર અનુક્રમે લક્ષ રાખવું.

**ક.** વ્યાજુખાતાંનું વ્યાજ આસો વદ ૦)) સુધી કાઢી, તેનું જમાખર્ચ કલમ ૬૧ તથા ૧૪૪ માં બતાવ્યા મુજબ નાંખવું.

**ખ.** આડતદલાલીનો જમાખર્ચ કલમ ૬૨ માં લખ્યા મુજબ નાંખવો. હુંડીનાં નાણાં નાણાવટીઓ શિકારી શિકરાવી આપ્યા બાબત એક બીજા પાસે આડત લે છે. આડત કેટલી લેવી, યા કયે પ્રસંગે લેવી, એ વગેરે બાબતના ઠરાવ પ્રથમથી કરી રાખેલા હોય છે. અરસ્પરસ આડત સરખી જ લે એવો કાંઇ મેળ નથી. રાજકોટના નાણાવટી અમદાવાદવાળા પાસે સેંકડે દોઢ આના મુજબ આડત લે છે, ને તેમને એ આના મુજબ આપે છે. અમારીવતીની હુંડીઓમાં હુંડી લખનાર અને ખરીદેલી મોકલવાની હુંડીમાં ખરીદનાર આડત ભરે છે. તમારીવતીની હુંડીઓમાં હુંડી મંગાવનાર ઠરાવ મુજબ આડત ભરે છે.

**ગ.** નફો અથવા નુકસાન સાલ આખરે શું રહ્યું; તે નક્કી કરવા માટે જેજે ખાતે છેવટે દેવુંલે'ણું રહેલું હોય, તે દેવુલે'ણું આવતી સાલમાં આપવાનું યા લેવાનું ન હોય, એવાં કાચાં ખાતાં વટાવખાતામાં લઇ જવાં. જેમકે, ખરીદવકરાખાતું, જણસવાર પાડેલાં ખાતાં, વ્યાજખાતું, હુંડીઆમણખાતું, ખર્ચખાતું, ભાડાખાતું, ધર્માદાખાતું (લે'ણું હોય તો), ઇત્યાદિ. આ ખાતે નફો થાય તો એ ખાતે ઉધારી વટાવખાતે જમા કરવો, અને તોટો આવે તો એ ખાતે જમા કરી વટાવખાતે ઉધારવો, એટલે દરેક ખાતાં સરભર થશે.

**૧૫૭.** ધર્માદાખાતે દેવું હોય તો આવતી સાલમાં વાળવું જોઇએ, માટે તેવે પ્રસંગે તે માંડીવાળવામાં ન આવે. ચાલ્લાખાતું માંડીવાળવામાં ન આવે, કેમકે તેમાં લે'ણુંદેણું હશે, તે પ્રસંગ આવે આપવાલેવાનું છે.

**૧૫૮.** જણસવાર પાડેલાં ખાતાં, ખરીદવકરાખાતું, ઢોરખાતું, એ વગેરે ખાતે સાલ આખરે નફો યા ખોટ છે; તે નક્કી કરવા માટે પ્રથમ તે ખાતે સાલ આખરે વધેલો માલ કેટલો છે, તેની તપસીલ કરી તેનો ભાવ સરવાયું કાઢતી વખતે જે ઉપજી શકે તે લખવો. પછી પ્રત્યેક ખાતે

જેટલી કિમ્મતનો માલ જણસે થાય, તેટલી કિમ્મત પ્રત્યેક ખાતે ખાતાવહીમાં જમા કરીને વિગતમાં જણાવવું, કે **શ્રી વર્ષ આખરે માલ બાકી** રહ્યો. માલની વિગત ખાતામાં જણાવવાની જરૂર નથી, કેમકે જુદા ચોપડા (જણસવહી)માં એ તપસીલ નોંધે છે, તેથી એ પાનું ત્યાં ટાંકે છે. ત્યારપછી તે ખાતાના જમાઉધારના સરવાળા કરી નફો યા તોટો રહે, તે ૧૫૬ મી કલમની **ग** રકમમાં બતાવ્યા મુજબ અચડમેળમાં નાંખી વટાવખાતામાં લઈ જવો.

**૧૫૯.** છેવટે વટાવખાતાના જમાઉધારના સરવાળા કરી બાદબાકી કરવી. જો જમાનો સરવાળો મોટો હોય, તો બાદબાકી જેટલો **નફો** જાણવો, નહિતો **તોટો** જાણવો.

**૧૬૦. વટાવખાતું માંડી વાળવા વિષે:**—સાલ આખરે વટાવ ખાતામાં નફોતોટો નક્કી કર્યા પછી, તે ખાતું પોતાને નામે અગર દુકાન ખાતે માંડીવાળવાનો રિવાજ છે. એવી રીતે કે વટાવખાતામાં નફો હોય, તો તે ખાતે ઉધારી પોતાને નામે અગર દુકાનખાતે જમા; ને ખોટ હોય, તો વટાવખાતે જમા કરી પોતાને નામે અગર દુકાનખાતે ઉધારાય છે; એટલે વટાવખાતું સરભર થશે.

## સરવાયું.

**૧૬૧. સરવાયાની વ્યાખ્યા:**—સાલ આખરે* દેવુંલેણું કેટકેટલું કોનીકોની પાસે છે, તે જાણવા માટે જે તારીજ કરવામાં આવે છે, તેને **સરવાયું** કહે છે.

**૧૬૨. સરવાયું લખવાનો ચોપડો:**—સરવાયું ખાતાવહી પરથી, અને તેને છેલ્લે પાને કરવામાં આવે છે. કેટલાક વેપારી સરવાયાનો ચોપડો જુદો જ રાખે છે, કેમકે તે પરથી નાણા સંબંધી તમામ સ્થિતિ જણાય છે; તે મુનીમ વગેરે માણસો જાણે, તો નાણાં સંબંધી ભરમ ખુલ્લો થાય.

**૧૬૩. કયાં ખાતાં સરવાયામાં આવે:**—જે જે ખાતાનું દેવુંલેણું આવતી સાલમાં આપવાનું યા લેવાનું હોય છે, તેવાં સઘળાં ખાતાં એટલે **પાકા ખાતા** સરવાયામાં આવે છે.

**૧૬૪. પાકાં ખાતા સરભર કરવા વિષે:**—સરવાયું કાઢવા માટે પ્રથમ સઘળાં પાકાં ખાતાં સરભર કરી જવાં. ખાતાં સરભર કરવાં એટલે સઘળાં ખાતાંના જમાઉધારના સરવાળા કરી, જમાનો સરવાળો મોટો હોય તો તેમાંથી ઉધારનો સરવાળો બાદ કરી, બાકી રહે તે ઉધાર તરફ લખી ત્યાં **બાકી દેવા** એમ લખવું. જો ઉધારનો સરવાળો મોટો હોય તો

---

* સહીયારો વેપાર વહેંચવો હોય, ત્યારે વર્ષની વચ્ચે ગમે તે વખતે સરવાયું કાઢવામાં આવે છે.

તેમાંથી જમાનો સરવાળો બાદ કરી, બાકી રહે તે જમા તરફ લખી ત્યાં **બાકી લે'ણા** એમ લખવું. પછી સરવાળો કરેથી બંને તરફના સરવાળા સરખા થઇ જશે. પછી જમા ને ઉધાર તરફ ખાતું બીડી દેવા માટે આંકડા ઢાંકી દે એ પ્રમાણે એવડી લીટી દોરવી. ત્યારપછી દેવા રૂપિયા જમા તરફ, ને લે'ણા ઉધાર તરફ લખી, તે કઇ મિતિના લે'ણા રહ્યા તે લખવું.

**૧૬૫. સરવાયામાં લખવાની બાબતો:—**

**क.** મથાળે સરવાયું કઇ સાલનું છે, તે લખી જમાઉધારની નીચે લીટીઓ દોરવી.

**ख.** ખાતાવહીમાં દરેક ખાતાં તપાસી દેવા રૂપિયા હોય તે જમા તરફ, ને લે'ણા રૂપિયા હોય તે ઉધાર તરફ લખી, તેની સામે તે ખાતાદારનાં નામ તથા ખા. પા. લખવું; કે હિસાબ જોવો હોય તો સુગમ પડે. સિલકમાં માલ હોય તો કિંમત સાથે ઉધાર બાજુ લખાય છે. કેટલાક માલની વિગત ત્યાં નથી લખતા.

**ग.** પછી જમાઉધારનો સરવાળો કરી ઉધારના સરવાળામાં સાલ આખરે રહેલી સિલક મેળવવી, તેથી જો બંને સરવાળા મળી રહે તો સરવાયું ખરૂં જાણવું.

**૧૬૬. સરવાયાનો તાળો મળી રહે છે તેનું કારણ:—**

પાછલી સાલનું દેવું=પાછલી સાલનું લેણું+રોકડ સિલક.

ચાલતી સાલમાં દેવું થાય=ચાલતી સાલમાં લેણું થાય+યા—પાછલી સાલની સિલકમાં આ સાલ જેટલો વધારો થયો હોય તે રોકડ સિલક, અથવા પાછલી સાલની સિલકમાં આ સાલ જેટલો ઘટાડો થયો તે રોકડ સિલક. એટલે **કુલ દેવા=કુલ લેણું+ચાલતી સાલ આખરની રોકડ સિલક.**

☞**સરવાયામાં** જમામાં સાલની શરૂઆતની સિલક લેવાય નહિ.

**૧૬૭. સાહુકાર લોકો સરવાયું રોજમેળમાં કેમ નાંખતા નથી?:**—સાહુકાર લોકો સરવાયું બનાવે છે, તે રોજમેળમાં નાંખી ખાતાવહીમાં લેતા નથી. ખાતાવહીમાં અગર જુદા ચોપડામાં બનાવે છે, કેમકે રોજમેળમાં નાંખવાથી પોતાની ચોકસ થાપણ બીજાના જાણવામાં આવે. આજ હેતુથી પોતાની ખાતાવહી બીજાને જોવા આપતા નથી, પોતાના ગુમાસ્તા વટીકને પણ ભરોંસો પડયા વગર સોંપતા નથી. રજીસ્ટર થયેલી કંપનીઓ તથા બેંકોને પોતાનાં સરવાયાં નિયામત વખતે પ્રકટ કરવાનું કાયદાથી ફરજીઆત છે.

**૧૬૮. ખાતાંવાર માસક તારીજ:**—રોજમેળમાંની સઘળી રકમો ખાતાવહીમાં ખતવાઇ છે કે નહિ, તે જાણવા માટે કેટલાક દેશી વેપારીઓ રોજમેળમાં માસ આખરે **ખાતાંવાર માસિક તારીજ** કરે છે. તે કરવા માટે જે માસની તારીજ કરવી હોય, તે માસનું દરેક ખાતાવાર જમા કેટલું ને ખર્ચ કેટલું; તે ખાતાદારના નામની સામે જમાનું જમા

તરફ, ને ઉધારનું ઉધાર તરફ લખવું. પછી જમા તથા ઉધાર બાજુનો જુદો જુદો સરવાળો કરવો. જમાના સરવાળામાં માસની શરૂઆતની અને ઉધારના સરવાળામાં માસ આખરની સિલક મેળવવી; તેથી બંને તરફના સરવાળા મળી રહે, તો ખાતાવહી ખરી ખતવેલી છે એમ સમજવું. જો એકાદ રકમ રહી ગઈ હશે, તો તે સરવાળા નહિ મળે. ( નમુનો પરીક્ષા માટે મનોયત્ન ૩ જાનો સવાલ ૪૧ મો પૃષ્ઠ ૧૧૪ મે જુઓ. )

**૧૬૯. ખાતાંવાર માસિક તારીજના લાભઃ**—( ૧ ) ગુમાસ્તો કોઇને ખાતે ખોટી રકમ ઉધારી ખાતાવહીમાં ખતવે નહિ, તો આ તારીજ મળે નહિ; તેથી એનું કપટ પકડાય. જો તે રકમ ખતવે, તો તે કપટ પકડાય નહિ એવું કપટ તો હિસાબ કરતાંજ પકડાય. ( ૨ ) ગુમાસ્તો રૂપિયા લાવી ખાતાવહીમાં બારોબાર ખતવી દે, તો તે ભૂલ પણ પકડાય. એકેમાં જમા ન કરે, ત્યારે તો હિસાબ કરતાં પકડાય.

### નમુના.

## ભરતિયું.

સ્વસ્તિ શ્રી રાજકોટ મહાશુભસ્થાને પૂજ્યારાધે અનેક સર્વે શુભોપમા જોગ શા. શ્રી પંચ મોદી ડોસાભાઈ ગોરધનદાસ. જોગ શ્રી અમદાવાદથી લી. પરી. કસળચંદ વછરાજના જેગોપાળ વાંચજો. જત અત્રેથી તમારીવતી રેશમી ધોતીજોડા નં. ૨૦ ખરીદ કરીને તેની ગાંસડી નં. ૧ રેલવે રસ્તે આજરોજ રવાના કરી છે. તેનું ભરાતયું આ કાગળ મધ્યે ઉતારી મોકલ્યું છે. તે સાથે રેલવે રસીદ પણ બીડી છે.

ઉ

૧૨૯Ɩ રેશમી ધોતી જોડા નં. ૨૦
 ૧૪૦) રેશમી ધોતીજોડા નં. ૨૦, લાંબા હાથ ૧૦
 તથા પનો ગ. ૨ નો પ્રત રૂ. ૭) લેખે.

૫

૧૪) ટકા દશ લેખે વળતરના.
૧૨૬) ખરી કિંમતના.
 ૩Ɩ ખરાજાતના.
 ૧) ખાદી હાથ ૮ બાંધણ સારૂ.
 ०Ɩ રેલવે પર લઈ જવાની મજુરી.
 ૨) રાજકોટ સુધી રેલવે ભાડાના.

જુમલે રૂ. ૧૨૯Ɩ

એણી રીતે ભરતિયું ઉતારી મોકલ્યું છે. તે પહોંચેથી તપાસી જમાખર્ચ કરીને જવાબ લખજો. સંવત ૧૯૪૧ ના પ્રથમ જેઠ વદ ૨ વાર શનેઉ. આ ભરતિયું મનોયત્ન ૮ માની ૭મી રકમનું છે.

## રો. પા. ૨૯.

૫૫૮ાા શ્રી વઢવાણુના શાહ. માણે-
કચંદ કેશવજીને ખાતે જમા.
તમારીવતી. શુદ ૬ વાર બુધે.
૫૫૮ાા હુંડી નં.૧ રૂ.૧૦૦૦)
ની મુંબઇના શેઠ દામોદ-
રદાસ ઠાકરશી ઉપરની,
લખી વઢવાણુના શાહ.
કુંવરજી નાથાની, રાખ્યા
તમારી પાસેથી, શાહ-
જોગી, તરત મુદતની,
લખી આસો શુદ ૪
સોમેની, તેનાં નાણાં
પરી. કરસનજી મૂળચં-
દની દુકાનેથી દા. રૂ.
૫૫ાા ને ભાવે ખોળા-
ધર વોરા. હીરાચંદ વખ-
તચંદને આપી લીધાં
તેના.

ખા. પા. ૬.

૦ાા શ્રી હુંડીઆમણુ ખાતે જમા.
વદ ૨ રવેઉ.
૦ાા હુંડી નં. ૧ રૂ. ૪૦૦)ની
અમદાવાદની લઇ શાહ. ઉ-
મેદચંદ કમળશી આવવાથી
મુદત પહેલાંશિકારી આપ-
વાની કસરના સેંકડે રૂ.
૦)ા મુજબ.

ખા. પા. ૧૦.

૪૨૪૩ાા

૪૦૦) શ્રી અમદાવાદના પરી. કસ-
ળચંદ વછરાજને ખાતે ઉધાર.
તમારીવતી. વદ ૨ રવેઉ.પાકી
વદ ૦)) શુકરે.
૪૦૦) હુંડી નં.૧ રૂ. ૪૦૦) ની
અમારા ઉપરની, લખી
તમારી, રાખ્યા શાહ.
હઠીસંગ જેચંદ પાસેથી,
શાહજોગી મુદત દિન
ચારચારની, લખો આસો
શુદ ૧૩ બુધેની. આ હુંડી
લઈ શાહ. ઉમેદચંદ કમ-
ળશી આવ્યાથી ખોળાધર
શાહ. મોતીચંદ પાનાચંદ-
ને લઇ નીચેની વિગતે
નાણાં આપ્યાં તેના.

૩૫૫ા રોકડા.

૦ાાહુંડીઆમણુ ખાતે
જમા, બાબતે હું-
ડીની મુદત પાક્યા
અગાઉ સેંકડે ત્રણ
આના મુજબ ક-
સર કાપી નાણાં
આપ્યાં તેના.

૪૦૦) નક્કીની હુંડી નં. ૧
શિકારી છે.

ખા. પા. ૬.

૫૫૮ાા શ્રી મુંબઇના ઠા. અમરશી
કચરાને ખાતે ઉધાર. અ-
મારી વતી. વદ ૫ રવેઉ.

રો. પા. ૩

વ્યાજ ગણવાની મુદત વદ ૩ સોમે.

૯૯૮ાા હુંડી નં. ૧ રૂ. ૧૦૦૦) ની અમારા ઉપરની, લખી તમારી, રાખ્યા શાહ. છગનલાલ હરિભાઇ પાસેથી, શાહજોગી, તરત મુદતની, લખી આસો વદ ૩ સોમેની. આ હુંડી લઇ રાખ્યાવાળા ધણી આવ્યાથી શાહજોગ નાણાં નીચેની વિગતે આપ્યાં.

૧૦૦૦) રોકડા.

૭ ———

૧ા હુંડીઆમણુ ખાતે ઉધાર. બાબતે આ અમારી વતી હુંડી દા. રૂ. ૯૯ાા≈ લખાયલી છે માટે.

૯૯૮ાા

ખા. પા. ૧૦.

૧ા શ્રી હુંડીઆમણુ ખાતે ઉધાર વદ ૯ રવેઉ.

૧ા હુંડી નં.૧ રૂ.૧૦૦૦)ની દા. રૂ. ૯૯ાા≈ લેખે અમારી વતીની હુંડી મુંબઇવાળે લખી તેની ખોટનો.

ખા. પા. ૭.

૨૦૦) શ્રી અમદાવાદના પરી.કસળચંદ વછરાજને ખાતે ઉધાર.

**રો. પા. ૩૧.**

તમારીવતી, વદ ૧૧ ભોમે.
૨૦૦) ભલામણ નં. ૧ તમોએ શાહ. કાળિદાસ છગનલાલને રૂ. ૨૦૦) સુધી આપવાની અમારાપરની લખી આપેલી, તે લખાવનાર ધણી લાવવાથી શાહજોગ રૂ. આપી તમને ભલામણ તથા પાવતી બીડયાં છે.

ખા. પા. ૬.

૨૫૦૦ાા૬

૧૭૪૩ા૯ શ્રી જણસે.
૧૭૪૩) નગદ રોકડા મુંબઇગરા.
૦ા પાવલી નંગ ૧.
૦)૯ છૂટા પૈસા નં. ૪
૧૭૪૩ા૯

૪૨૪૩ાાા૩

**મનોયત્ન ૧૪ મું. અચડમેળ.**

(૧) **વ્યાજ**—વોરા. હીરાચંદ વખતચંદ, શાહ નથુ હરખચંદ, પરી. કરસનજી મૂળચંદ, શ્રી વઢવાણના શાહ. માણેકચંદ કેશવજી, શ્રી અમદાવાદના શેઠ. વાડીલાલ પાનાચંદ, અને મુંબઇના ઠા. અમરશી કચરાના ખાતાનું ૮ આના; શાહ. મનસુખ સુરચંદના ખાતાનું ૧૦ આના; શ્રી અમદાવાદના પરી. કસળચંદ વછ્ગજના ખાતાનું જમા તરફ ૮ આના ને ઉધાર તરફ ૬ આના; અને પગી મેઘજી ભલાના ખાતાનું ૧ાા દોકડા લેખે વ્યાજ ગણવાનું છે.

(૨) **આડત**—શ્રી વઢવાણના શાહ માણેકચંદ કેશવજી, શ્રી અમદાવાદના પરી. કસળચંદ વછરાજ તથા શેઠ વાડીલાલ પાનાચંદ, અને મુંબઇના ઠા. અમરશી કચરાની સાથે હુંડીઓ તથા ભલામણમાં આડત સેંકડે બે આના લેખે લેવાદેવાનો ઠરાવ છે.

(૩) **પુરાંત માલના ભાવ**—ઘઉં કળશી દા. રૂ. ૪૫) ને ભાવે તથા ખરીદખાતાની રકમ પડતર ભાવે ખંડી વાળવાની છે.

## શે. પા. ૩૨.

### સંવત ૧૯૪૧ ના આસો વદ ૦)) વાર શુકર પછીનો આંચડમેળ.

**જ**

૧૭૪૩ - શ્રી પુરાંત બાકી.

૧૨૯।। ૧૧।। શ્રી વિગત ખાતે જમા.
૧૧૫।।।૯।। વોરા હીરાચંદ વખતચંદને ખાતે જમા. બ્યા. પા. ૨. બ્યાજસર ૨૩૧૬૫। ટકા ૦।। લેખે.

ખા. પા. ૨.

૬।।૦ શ્રી અમદાવાદના પરી. કસળચંદ વછરાજને ખાતે જમા. બ્યા. પા. ૩.
૬।।૨૩।। જમાના બ્યાજ સર ૧૩૪૭।। ટકા ૦।। લેખે.

૦)૨૩।। ઉધારના બ્યાજ સર ૬૨।। ટકા ૦= લેખે.

૬।। ૦ નક્કી.

ખા. પા. ૬.

૦)૬।। શાહ. નથુ હરખચંદને ખાતે જમા. બ્યા. પા. ૪.

ખા. પા. ૪.

૪।૦।। પરી. કસનજી મૂળચંદને ખાતે જમા. બ્યા. પા. ૪.

ખા. પા. ૫.

૨।।૧૯।। શ્રી મુંબઇના ઠા. અમરશી કચરાને ખાતે જમા. બ્યા. પા. ૪.

ખા. પા. ૭.

**ઉ**

૧૨૯।।૧૧।। શ્રી બ્યાજ ખાતે ઉધાર. વિગત જમા તર્ફ છે.
૧૧૫।।૯।। વોરા. હીરાચંદ વખતચંદને ખા. જ.
૬।।૦ શ્રી અમદાવાદના પરી. કસળચંદ વછરાજને ખા. જ.
૦)૬।। શાહ નથુ હરખચંદને ખા. જ.
૪।૦।। પરી કરસનજી મૂળચંદને ખાતે જ.
૨।।૧૯।। શ્રી મુંબઇના ઠા. અમરશી કચરાને ખાતે જમા.

૧૨૯।।૧૧।।

ખા. પા. ૧૦.

૬૮।।૨૧।। શ્રી વિગત ખાતે ઉધાર.
૩૪।।૧૫।। શાહ. મનસુખ સુરચંદને ખા. ઉ. બ્યા. પા. ૧. બ્યાજ સર ૫૫૮૪।। ટકા. ૦।।= લેખે.

ખા. પા. ૨.

૦।। પગી. મેઘજી ભલાને ખાતે ઉ. બ્યા. પા. ૪. ૦।। ૧૩। બ્યાજસર ૪૨। ટકા ૧।। લેખે.

૦)૧૨। છુટના.

૦।। નક્કી.

ખા. પા. ૪.

**રો. પા. ૩૩.**

૧૨૫ાા૧ાા શ્રી બ્યાજ ખાતે ઉધારીને.

૬૮ાા૨૧ાાા શ્રી બ્યાજ ખાતે જમા. વિગત ઉધાર તરફ છે.

૩૪ાા૧૫ાા શાહ. મનસુખ સુરચંદને ખા. ઉ.

ાા પગી. મેઘજી ભલાને ખા. ઉ.

૨૬ાા૧૦ાા શ્રી વઢવાણના શાહ. માણેકચંદ કેશવજીને ખાતે ઉ.

૬ાર૦ાા શ્રી અમદાવાદના શેઠ. વાડીલાલ પાનાચંદને ખાતે ઉ.

૬૮ાા ૨૧ાાા

ખા. પા. ૧૦.

૨ાા~ શ્રી વિગત ખાતે જમા.

૧)~ શ્રી અમદાવાદના પરી. કસળચંદ વછરાજને ખાતે જમા. બા. અમારી વતીની હુંડી રૂ. ૧૫૦૦)માંથી તમારી વતીની હુંડીઓ રૂ. ૬૦૦)ની જતાં રૂ. ૯૦૦) ની આડત દેવી નીકળી તેના દા. ૦)~ મુજબ.

ખા. પા. ૬.

૧ાા શ્રી મુંબઇના ઠા. અમરશી કચરાને ખાતે જમા. બા. અમારી વતીની હુંડીઓ રૂ. ૧૫૦૦) માંથી તમારી વતીની હુંડી રૂ. ૫૦૦) ની જતાં રૂ. ૧૦૦૦) ની આડત દેવી નીકળી તેના દા. ૦)~ મુજબ.

ખા. પા. ૭.

૨ાા~શ્રી વટાવ ખાતે ઉધારીને.

૧ાાા~શ્રી વટાવ ખાતે જમા.વિગત.

૨૬ાા૧૦ાાશ્રી વઢવાણના શાહ. માણેકચંદ કેશવજીને ખાતે ઉ. બ્યા. પા. ૪.

ખા. પા. ૬.

૬ાર૦ાા શ્રી અમદાવાદના શેઠ વાડીલાલ પાનાચંદને ખા. ઉ.

બ્યા. પા. ૪.

ખા. પા. ૬.

૬૮ાા૨૧ાાા શ્રી બ્યાજ ખાતે જમા કરીને.

૨ાા~ શ્રી વટાવખાતે ઉધાર. વિગત જમા તરફ છે.

૧)~ શ્રી અમદાવાદના પરી. કસળચંદ વછરાજને ખા. જમા.

૧ાા શ્રી મુંબઇના ઠા. અમરશી કચરાને ખાતે જમા.

૨ાા~

ખા. પા. ૯.

૧ાા~ શ્રી વિગત ખાતે ઉધાર.

૧ાાશ્રી વઢવાણના શાહ. માણેકચંદ કેશવજીને ખાતે ઉધાર. બા. તમારી વતીની હુંડી રૂ. ૧૦૦૦) ની શિકરાવી આપી તેની આડતના.

દા. ૦)~ લેખે.

ખા. પા. ૬.

૦ા~ શ્રી અમદાવાદના શેઠ. વાડીલાલ પાનાચંદને ખાતે ઉધાર. બા. તમારી વતીની હુંડી રૂ. ૫૦૦)-

**રો. પા. ૩૪.**

ઉધાર તરફ છે.
૧૧ શ્રી વઢવાણના શાહ. માણેકચંદ કેશવજીને ખા. ઉ.
૦।~ શ્રી અમદાવાદના શેઠ. વાડીલાલ પાનાચંદને ખા. ઉ.

૧૧।~

ખા. પા. ૯.

૧૩૬।।૧૭।।। શ્રી વિગત ખાતે જમા. બાબતે નીચેનાં ખાતાં સરભર કરવા સારૂ.
૮૫।।≈શ્રી ખર્ચ ખાતે જમા.
ખા. પા. ૮.
૨।।~શ્રી ધર્માદા ખાતે જમા.
ખા. પા. ૯.
૪૭।૧૭।।। શ્રી વ્યાજખાતે જ.
ખા. પા. ૧૦.
૧) શ્રી ઢોર ખાતે જમા.
ખા. પા. ૧૦.

૧૩૬।।૧૭।।। શ્રી વટાવ ખા. ઉ.

૪૪૧।।।~શ્રી વટાવ ખાતે જમા.બાબતે નીચેનાં ખાતાં સરભર કરવા સારૂ નીચેને ખાતે ઉધારાને.
૯।≈।। શ્રી ઘી ખાતે ઉધાર.
૨૪૦।।।≈ શ્રી બાજરા ખાતે ઉ.
૧૨૨) શ્રી ઘઉં ખાતે ઉ.
૪૫) શ્રી પગાર ખાતે ઉ.
૧૫।~ શ્રી ખરીદ ખાતે ઉ.
૩।૩। શ્રી લોન ખાતે ઉ.
૧।।।≈ શ્રી હુંડીની ખરીદી વકરા ખાતે ઉ.
૪) શ્રી હુંડીઆમણ ખા. ઉ.

૪૪૧।।।~

ખા. પા. ૯.

૩૭૨।।૧૦।।મોદી. ડોસાભાઇ ગોરધનદાસને ખાતે જમા.

માંથી અમારી વતીની હુંડીઓ રૂ. ૨૫૦) ની જતાં રૂ.૨૫૦)ની આડત લેંણીનીકળી તેનાદા.૦)≈ લેખે.

ખા. પા. ૬.

૧।।~ શ્રી વટાવ ખાતે જમા કરીને.

૧૩૬।।૧૭।।।શ્રી વટાવ ખાતે ઉધાર. બાબતે નીચેનાં ખાતાં સરભર કરવા સારૂનીચેને ખાતે જમા કરીને.
૮૫।।≈શ્રી ખર્ચખાતે જમા.
૨।।~ શ્રી ધર્માદાખાતે જમા.
૪૭।૧૭।।શ્રી વ્યાજખાતે જ.
૧)શ્રી ઢોર ખાતે જમા.

૧૩૬।।૧૭।।।

ખા. પા. ૯.

૪૪૧।।।~શ્રી વિગતખાતે ઉધાર.બાબતે નીચેનાં ખાતાં સરભર કરવાને સારૂ.
૯।≈।। શ્રી ઘી ખાતે ઉધાર.
ખા. પા. ૮.
૨૪૦।।।≈શ્રીબાજરા ખા.ઉ.
ખા. પા. ૮.
૧૨૨) શ્રી ઘઉં ખાતે ઉ.
ખા. પા. ૮.
૪૫) શ્રી પગાર ખાતે ઉ.
ખા. પા. ૯.
૧૫।~શ્રી ખરીદ ખાતે ઉ.
ખા. પા. ૯.
૩।૩।શ્રી લોન ખાતે ઉ.
ખા. પા. ૧૦.
૧।।।≈ શ્રી હુંડીની ખરીદી વકરા ખાતે ઉ.
ખા. પા. ૧૧.

**રો. પા. ૩૫.**

| | |
|---|---|
| ૩૭૨ાા૧૦ાા ચાલુ સાલમાં નફો થયો તે શ્રીવટાવખાતે ઉધારીને. | ૪) શ્રી હુંડીઆમણ ખાતે ઉ. |
| ખા. પા. ૨. | ખા. પા. ૧૦. |
| ૨૮૯૬ાા ૧૭ાા | ૪૪ાાા~ શ્રી વટાવખાતે જમા કરીને. |
| | ૩૭૨ાા૧૦ાા શ્રી વટાવ ખાતે ઉધાર. ૩૭૨ાા૧૦ાા ચાલુ સાલમાં નફો થયો તે દુકાનના માલક મોદી. ડોસાભાઇ ગોરધનદાસને ખાતે જમા કરીને. |
| | ખા. પા. ૯. |
| | ૧૧૫૩ાા૧ાા |
| | ૧૭૪૩ા~ શ્રી જણસે. |
| | ૧૭૪૩) નગદ રોકડા મુંબઇગરા. |
| | ૦ા પાવલી નં. ૧. |
| | ૦)~ છૂટા પૈસા નં. ૪ |
| | ૧૭૪૩ા~ |
| | ૨૮૯૬ાા ૧૭ાા |

### ખા. પા. ૧.

## ખાતાવહીનો ચોપડો.

શહેર રાજકોટના રહીશ મોદી. ડોસાભાઇ ગોરધનદાસનો ખાતાવહીનો ચોપડો. સંવત ૧૯૪૧ ની સાલનો.

## ખાતાવહીનું સાંકળિયું.

### પાકાં ખાતાં.

| ખાતાદારનું નામ. | પૃષ્ઠ. | ખાતાદારનું નામ. | પૃષ્ઠ. |
|---|---|---|---|
| अ. શ્રી મુંબઈના ઠા. અમરશી કચરા.............. | ૭ | પા. ભૂલા પૂજા............ | ૫ |
| इ. શ્રી ઇમારત ખાતું............ | ૩ | म. શાહ. મનસુખ સુરચંદ....... | ૨ |
| क. પરી. કરસનજી મૂળચંદ...... | ૫ | શ્રી વઢવાણના શાહ. માણેકચંદ કેશવજી........... | ૬ |
| ઘાંચી. કરીમ મહમદ......... | ૫ | શ્રી વઢવાણના શાહ. માણેકચંદ કેશવજીનું હથુ ખાતું. | ૭ |
| શ્રી અમદાવાદના પરી. કસળચંદ વછરાજ......... | ૬ | પા. મીઠાભાઇ ડુંગરદાસ...... | ૫ |
| ग. પરી. ગિરધર દેવચંદ......... | ૩ | પગી. મેઘજી ભલા.......... | ૪ |
| च. શ્રી ચાંલ્લા ખાતું............ | ૩ | र. પગી. રઘનાથ ચાંદા......... | ૩ |
| ड. મોદી. ડોસાભાઇ ગોવરધનદાસ. | ૨ | પા. રણછોડ નારણભાઇનું હથુ ખાતું................ | ૫ |
| द. શ્રી દાગીના ખાતું............ | ૩ | व. શ્રી અમદાવાદના શેઠ. વાડીલાલ પાનાચંદ......... | ૬ |
| न. શાહ. નથુ હરખચંદ......... | ૪ | स. શ્રી સિલકની વધઘટ ખાતું... | ૭ |
| प. પરી. પાનાચંદ કુબેરદાસ..... | ૨ | ह. વોરા. હીરાચંદ વખતચંદ...... | ૨ |
| भ. ચાકર. ભીમા રણછોડ...... | ૫ | | |

### કાચાં ખાતાં.

| | | | |
|---|---|---|---|
| ख. શ્રી ખર્ચ ખાતું............ | ૮ | ब. શ્રી બાજરા ખાતું............ | ૮ |
| શ્રી ખરીદવકરા ખાતું+...... | ૯ | ल. શ્રી લોન ખાતું............ | ૧૦ |
| घ. શ્રી ઘઉં ખાતું............ | ૮ | व. શ્રી વટાવખાતું............... | ૫ |
| શ્રી ઘી ખાતું............ | ૭ | શ્રી વ્યાજ ખાતું........... | ૧૦ |
| ढ. શ્રી ઢોર ખાતું ............ | ૧૦ | ह. શ્રી હુંડીનું ખરીદવકરા ખાતું. | ૧૧ |
| ध. શ્રી ધર્માદાખાતું............ | ૯ | શ્રી હુંડીઆમણ ખાતું...... | ૧૦ |
| प. શ્રી પગાર ખાતું............ | ૯ | | |

+ ચોપડીઓ, કાપડ, અને તેલ ખરીદવકરા ખાતામાં રાખેલ છે, બાકી જણસવાર ખાતાં જુદાં પાડયાં છે.

**ખા. પા. ૨.**

મોદી. ડોસાભાઈ ગોરધનદાસનું ખાતું. સંવત ૧૯૪૧.

| જ | ઉ |
|---|---|
| ૫૦૦) રો. પા. ૧ કાર્તક શુદ ૧ રવેઉ. | ૮૭૨ાા૧૦ાા બાકી દેવા. |
| ૩૭૨ાા૧૦ાા રો. પા. ૩૪ નફાના. | ૮૭૨ાા૧૦ાા |
| ૮૭૨ાા૧૦ાા | |
| ૮૭૨ાા૧૦ાા બાકીદેવા સંવત ૧૯૪૧ ના આસો વદ ૦)) શુકરે. નવી ખા. પા. ૧. | |

વોરા. હીરાચંદ વખતચંદનું ખાતું. સંવત ૧૯૪૧.

| જ | ઉ |
|---|---|
| ૫૦૦) રો. પા. ૧ કાર્તક શુદ ૧ રવેઉ. | ૧૦૦) રો. પા. ૯ ચ્દશુદ ૧૫ સોમે. |
| ૧૫૦૦) રો.પા.૮ ફાગણ શુદ ૧ સોમે. | ૮૧ાાા≈રો. પા. ૧૦ ચૈત્રવદ ૪ શુકરે. |
| ૨૦૦) રો. પા. ૧૦ ચૈત્ર શુદ૧૫ સોમે. | ૧૫૦૦) રો.પા.૨૫ ભાદ. શુ.૧૦ શુકરે. |
| ૧૬ા≈રો. પા. ૧૧ ચૈત્ર વદ ૧૪ ભોમે. | ૧૬૮૧ાાા≈ |
| ૧૧૦૦)રો.પા.૧૪ પ્ર.જેઠ વદ ૫ બુધે. | ૧૭૫૦ા૯ાા બાકી દેવા. |
| ૩૩૧૬ા≈ | ૩૪૩૨)૨૨ |
| ૧૧૫ાા૯ાા રો. પા. ૩૨ વ્યાજના. | |
| ૩૪૩૨)૨૨ | |
| ૧૭૫૦ા૯ાા બાકી દેવા સંવત ૧૯૪૧ ના આસો વદ ૦)) શુકરે. નવી ખા. પા. ૧. | |

પરી. પાનાચંદ કુબેરદાસનું ખાતું. સંવત ૧૯૪૧.

| જ | ઉ |
|---|---|
| ૨૦૦) રો. પા. ૧ કાર્તક શુદ ૧ રવેઉ. | ૨૦૦) રો. પા. ૧૦ ચૈત્રશુદ ૧૫ સોમે. |
| ૨૦૦) | ૨૦૦) |

શાહ. મનસુખ સુરચંદનું ખાતું. સંવત ૧૯૪૧.

| જ | ઉ |
|---|---|
| ૧૦૦૦) રો. પા. ૧૪ પ્ર.જેઠ વદ ૭ શુ. | ૨૦૦) રો.પા. ૧ કાર્તક શુદ ૧ રવેઉ. |
| ૭૦૦) રો.પા. ૧૭બી. જેઠ વદ ૦)) રવેઉ. | ૪) રો. પા. ૯ ચૈત્ર શુદ ૯ બુધે. |
| | ૦ા≈ રો.પા. ૧૨ વૈશાખ વદ ૭ બુધે. |
| ૫૦૦ાા≈રો.પા. ૨૮ આસો શુદ ૨ શ. | ૨૨૦૦)રો.પા. ૧૪ પ્ર.જેઠ વદ ૭ શુકરે. |
| ૨૨૦૦ાા≈ | ૨૪૦૪ા≈ |
| ૨૩૮ાા૨૧ાાા બાકી લેંણા. | ૩૪ાા૧૫ાા રો. પા. ૩૨. વ્યાજના. |
| ૨૪૩૯ા૯ા | ૨૪૩૯ા૯ા |

ખા. પા. ૩.

૨૩૮॥૨૧॥ બાકી લેંણા સંવત ૧૯૪૧ ના આસો વદ ૦)) શુકરે. નવી ખા. પા. ૧.

**પરી. ગિરધર દેવચંદનું ખાતું. — સંવત ૧૯૪૧.**

| જ | ઉ |
|---|---|
| ૧૦૦) રો. પા. ૯ ચૈત્રશુદ ૧૫ સોમે. | ૧૦૦) રો. પા. ૧ કાર્તિક શુદ ૧ રવેઉ. |
| ૧૦૦) | ૧૦૦) |

**શ્રી ચાંલ્લા ખાતું. — સંવત ૧૯૪૧.**

| જ | ઉ |
|---|---|
| ૨॥ બાકી લેંણા. | ૨॥ રો. પા. ૪ પોષ શુદ ૧ ગરેઉ. |
| ૨॥ | ૨॥ |
| | ૨॥ બાકી લેંણા સંવત ૧૯૪૧ ના આસો વદ ૦)) શુકરે. નવી ખા. પા. ૧. |

**શ્રી દાગીના ખાતું. — સંવત ૧૯૪૧.**

| જ | ઉ |
|---|---|
| ૨૩॥= બાકી લેંણા. | ૨૩॥= રો. પા. ૫ પોષ શુદ ૧ ગરેઉ. |
| ૨૩॥= | ૨૩॥= |
| | ૨૩॥= બાકી લેંણા. સં. ૧૯૪૧ ના આસો વદ ૦)) શુકરે. નવી ખા. પા. ૧. |

**શ્રી ઇમારત ખાતું. — સંવત ૧૯૪૧.**

| જ | ઉ |
|---|---|
| ૪૦૫) બાકી લેંણા | ૪૦૫) રો. પા. ૫. પોષ શુદ ૧ ગરેઉ. |
| ૪૦૫) | ૪૦૫) |
| | ૪૦૫) બાકી લેંણા. સં. ૧૯૪૧ ના આસો વદ ૦)) શુકરે. નવી ખા. પા. ૧. |

**પગી. રઘનાથ ચાંદાનું ખાતું. — સંવત ૧૯૪૧.**

| જ | ઉ |
|---|---|
| ૬૩ા॥ રો. પા. ૧૯. અષાડ વદ ૧૩ શનેઉ. | ૫૦) રો. પા. ૮ ફાગણ વદ ૧૩ શનેઉ. |
| | ૫) રો. પા. ૧૦ ચૈત્ર વદ ૮ બુધે. |
| | ૮ ા॥ રો.પા.૧૯ અષાડ વદ ૧૩ શનેઉ. |
| ૬૩ા॥ | ૬૩ા॥ |
| ૧૩) બાકી લેંણા. | |

ખા. પા. ૪.

૧૬)

૧૧) રો. પા. ૨૦ અષાડ વદ ૧૩ શનેઉ.
૨) રો. પા. ૨૧ શ્રાવણુ શુદ ૧ ભોમે.
૧૩)
૧૩) બાકી લેંણા. નવી ખા. પા. ૧.

શાહ. નથુ હરખચંદનું ખાતું. સંવત ૧૯૪૧.

જ

૪) રો. પા. ૯ ચૈત્ર શુદ ૧ ભોમે.
૩ાા રો. પા. ૧૦ ચૈત્ર વદ ૮ બુધે.
૯૨ાા રો.પા.૨૨ શ્રાવણુ વદ ૪ શને.
૧૦૦) રો.પા.૨૪ ભાદ. શુદ ૩ શુકરે.
૨૦૦)
૦)૬ાાા રો. પા. ૩૨ વ્યાજના.
૨૦૦)૬ાાા
૧૦૦)૬ાાા બાકી દેવા સં. ૧૯૪૧ ના આસો વદ ૦)) શુકરે. નવી ખા. પા. ૧.

ઉ

૨૫) રો. પા. ૧૬ બીજા જેઠ શુદ ૩ સોમે.
૭૫) રો. પા. ૧૬ બીજા જેઠ વદ ૩ ભોમે.
૧૦૦)
૧૦૦)૬ાાા બાકી દેવા.
૨૦૦)૬ાાા

પગી. મેઘજી ભલાનું ખાતું. સંવત ૧૯૪૧.

જ

૪) રો. પા. ૯ ચૈત્ર શુદ ૯ બુધે.
૫) રો. પા. ૧૩ પ્ર. જેઠ શુદ ૮ ગરેઉ.
૯)
૫૦) બાકી લેંણા.
૫૯)
૧૦) રો. પા. ૧૭ બીજા જેઠ વદ ૦)) રવેઉ.
૧૦) રો. પા. ૨૦ અષાડ વદ ૧૪ રવેઉ.
૧૦) રો. પા. ૨૧ શ્રાવણુ શુદ ૧૫ ભોમે.
૩૦)
૨૫ાા બાકી લેંણા.
૫૫ાા

ઉ

૪) રો. પા. ૯ ચૈત્ર શુદ ૧ ભોમે.
૧૮) રો. પા. ૧૩ પ્ર. જેઠ શુદ ૮ ગ.
૪૭) રો. પા. ૧૩ પ્ર. જેઠ શુદ ૧૫ ગરેઉ.
૫૯)
૫૦) બાકી લેંણા સંવત ૧૯૪૧ ના પ્ર. જેઠ શુદ ૧૫ ગરેઉ, તેનાં કાંધાં નં. ૫ માંડયાં છે.
૫) રો. પા. ૨૧ શ્રાવણુ શુદ ૧૫ ભો.
૫૫)
૦ાા રો. પા. ૩૨ વ્યાજનો.
૫૫ાા
૨૫ાા બાકી લેંણા. સં. ૧૯૪૧ ના આસો વદ ૦)) શુકરે. નવી ખા. પા. ૨.

આ. પા. ૫.

પા. ભૂલા પૂજાનું ખાતું. — સંવત ૧૯૪૧.

| જ | ઉ |
|---|---|
| ૨૧૦૦) રો. પા. ૧૦ ચૈત્ર વદ ૪ શુકરે. | ૨૧૦૦) રો. પા. ૧૪ પ્ર. જેઠ વદ ૫ બુધે. |
| ૧૫) રો. પા. ૧૬ બીજા જેઠ વદ ૪ બુધે. | ૪૦) રો.પા.૨૨ શ્રાવણ વદ૪શનેઉ. |
| ૨૫) રો. પા. ૧૭ બીજા જેઠ વદ ૧૪ શનેઉ. | |
| ૨૧૪૦) | ૨૧૪૦) |

ઘાંચી. કરીમ મહમદનું ખાતું. — સંવત ૧૯૪૧.

| જ | ઉ |
|---|---|
| ૩)≈રો. પા. ૧૨ વૈશાખ શુદ ૫ રવેઉ. | ૩)≈રો.પા. ૧૫ પ્ર. જેઠ વદ૦)) શુકરે. |
| ૩)≈ | ૩)≈ |

પા. મીઠાભાઇ ડુંગરદાસનું ખાતું. — સંવત ૧૯૪૧.

| જ | ઉ |
|---|---|
| ૩૫૦૦) રો. પા. ૧૩ પ્ર. જેઠ શુદ ૧ શુકરે. | ૧૦૦) રો. પા. ૧૩ પ્ર. જેઠ શુદ ૧ શુકરે. |
| | ૩૪૦૦) રો. પા. ૧૭ બીજા જેઠ વદ ૦)) રવેઉ. |
| ૩૫૦૦) | ૩૫૦૦) |

પા. રણછોડભાઇ નારણભાઈનું હથુ ખાતું. — સંવત ૧૯૪૧.

| જ | ઉ |
|---|---|
| ૧૨૫) રો. પા. ૧૮ અષાડ શુદ ૨ ભો. | ૧૨૫) રો. પા. ૧૮ અષાડ શુદ ૧ સોમે. |
| ૧૨૫) | ૧૨૫) |

ચાકર. ભીમા રણછોડનું ખાતું. — સંવત ૧૯૪૧.

| જ | ઉ |
|---|---|
| ૬) રો. પા. ૨૨ શ્રાવણ વદ૭ભોમે. | ૬) રો. પા. ૨૨ શ્રાવણ વદ ૭ ભોમે. |
| ૬) | ૬) |

પરીખ. ફરસનજી મૂળચંદનું ખાતું. — સંવત ૧૯૪૧.

| જ | ઉ |
|---|---|
| ૪૯૯।≈રો. પા. ૨૪ ભાદ.શુદ ૮ બુધે. | ૫૦૩॥૧૩ બાકી દેવા. |
| ૪૯૯।≈ | |
| ૪૧૦॥ રો. પા. ૩૨ વ્યાજના. | ૫૩૦॥૧૩ |

ખા. પા. ૬.

૫૦૩।। ૧૩

૫૦૩।। ૧૩ બાકી દેવા. સં. ૧૯૪૧ના
આસો વદ ૦)) શુકરે.
નવી ખા. પા. ૨.

શ્રી અમદાવાદના પરી. કસળચંદ વછરાજનું ખાતું. સંવત ૧૯૪૧.

જ

૧૨૯। રે. પા. ૧૪પ્ર.જેઠ વદ ૨ શને.
૧૫૦૦) રે. પા. ૨૫ ભા. વ. ૧૦ શ.
૧૬૨૯।
૬।।૦ રે. પા. ૩૨ વ્યાજના.
૧)= રે. પા. ૩૩ હુંડીની આડતના.
૧૬૩૬।।૧૨।।

૫૧૧।।૧૨।। બાકી દેવા સં. ૧૯૪૧
ના આસો વદ ૦)) શુકરે.
નવી ખા. પા. ૨.

ઉ

૧૨૫) રે. પા. ૧૮ અષાડ શુદ ૨ભો.
૪૦૦) રે. પા. ૨૭ આસો શુદ૩રવિ.
૪૦૦) રે. પા. ૨૯ આસો વદ ૦))શુ.
૨૦૦) રે. પા. ૩૦ આસો વદ ૧૧ભો.
૧૧૨૫)
૫૧૧।।૧૨।। બાકી દેવા.
૧૬૩૬।।૧૨।।

શ્રી અમદાવાદના શેઠ. વાડીલાલ પાનાચંદનું ખાતું. સંવત ૧૯૪૧.

જ

૭૫૬।। ૨ બાકી લે'ણા.
૭૫૬।। ૨

ઉ

૧૫૦)રે. પા. ૨૩ ભા. શુ. ૪ શનેઉ.
૧૦૦)રે. પા. ૨૪ ભા. શુ. ૧૦ શુકરે.
૪૯૯।=રે. પા. ૨૪ ભા. શુ. ૮ બુધે.
૦।।=રે. પા. ૨૫ ભા. શુ.૧૦ શુકરે.
૭૫૦)
૬।૨૦।। રે. પા. ૩૩ વ્યાજના.
૦।- રે. પા. ૩૩ હુંડીની આડત.
૭૫૬।।૨

૭૫૬।।૨ બાકી લે'ણા સં.૧૯૪૧ ના
આસો વદ ૦)) શુકરે. નવી
ખા. પા. ૨.

શ્રી વઢવાણના શાહ માણેકચંદ કેશવજીનું ખાતું. સંવત ૧૯૪૧.

જ

૨૫૦૦)રે.પા.૧૬ બી.જેઠ શુ.૧ શનેઉ.
૯૯૮।।રે.પા.૨૯ આસો શુદ ૬ બુધે.
૩૪૯૮।।
૩૦૫।।૨૦ બાકી લે'ણા.
૩૮૦૪।।૨૦

ઉ

૩૭૨૫)રે. પા.૧૬ બી.જે.શુ.૧ શનેઉ.
૫૧।।=।।રે.પા.૧૯ અષાડ વદ ૨ ગરેઉ.
૩૭૭૬।।=।।
૨૬।।૧૦।। રે. પા. ૩૩ વ્યાજના.
૧। રે. પા. ૩૩ હુંડીની આડત.

**ખા. પા. ૭.**

૩૮૦૪॥૨૦

૩૦૫॥૨૦ બાકી લેણા સં. ૧૯૪૧ ના આસો વદ ૦)) શુકરે. નવી ખા. પા. ૨

શ્રી વઢવાણના શાહ. માણેકચંદ કેશવજીનું હથુ ખાતું. સંવત ૧૯૪૧.

| જ | ઉ |
|---|---|
| ૫૪॥≈રો. પા. ૧૮ અષાડ વદ ૨ ગરેઉ. | ૫૪॥≈રો.પા.૧૮ અષાડ શુ. ૧૦ ભોમે. |
| ૫૪॥≈ | ૫૪॥≈ |

શ્રી મુંબઇના ઠા. અમરશી કચરાનું ખાતું. સંવત ૧૯૪૧.

| જ | ઉ |
|---|---|
| ૫૦૦)રો.પા. ૨૫ આસો શુદ ૪ સોમે. | ૯૯૮॥રો.પા.૨૯આસો વદ ૩ સોમે. |
| ૪૯૮॥ રો.પા. ૨૬ ભાદરવા વદ ૧૧ રવેઉ. | ૯૯૮॥ |
| ૯૯૮॥ | ૪)૧૯॥ બાકી દેવા. |
| ૨॥૧૯॥ રો. પા. ૩૨ વ્યાજના. | ૧૦૦૨॥૧૯॥ |
| ૧। રો. પા. ૩૩ હુંડીની આડત. | |
| ૧૦૦૨॥૧૯॥ | |
| ૪)૧૯॥ બાકી દેવા. સં.૧૯૪૧ ના આસો વદ ૦)) શુકરે. નવી ખા. પા. ૨ | |

શ્રી સિલકની વધઘટ ખાતું. સંવત ૧૯૪૧.

| જ | ઉ |
|---|---|
| ૨) રો. પા. ૨૧ શ્રાવણ શુદ ૫ શનેઉ. | ૨) રો. પા. ૨૧ શ્રાવણ શુ.૧ ભોમે. |
| ૨) | ૨) |

શ્રી ઘીનું ખરીદવકરા ખાતું. સંવત ૧૯૪૧.

| જ | ઉ |
|---|---|
| ૩૨) રો. પા. ૩ માગ. શુ. ૧ ભોમે. મ. ૨) | ૧૫૫॥≈રો. પા. ૩ માગશર શુદ ૧ ભોમે. મ. ૧૦) |
| ૮૧॥≈રો. પા. ૧૦ ચૈત્ર વદ ૪ શુકરે. મ. ૫) | ૪) રો. પા. ૩ માગશર શુદ ૧ ભોમે. મ. ০। |
| ૨) રો. પા. ૧૧ વૈશાખ શુદ ૧ ગરેઉ. મ. ૦) ૫ | ૧૬॥≈ રો. પા. ૧૦ ચૈત્ર વદ ૧૪ ભોમે. મ. ૧) |
| ૧૮) રો. પા. ૧૩ પ્ર. જેઠ શુદ ૮ ગરેઉ. મ. ૧) | ૩)≈॥ રો. પા. ૧૯ અષાડ વદ ૨ ગરેઉ. ખોટ. |

ખા. પા. ૮.

| | |
|---|---|
| ૫૪ાા૱ રે. પા. ૧૮ અષાડ શુદ ૧૦ ભો. મ. ૩ ૫. | ૧૭૯)ના મ. ૧૧. |
| | ૯ા૱ા રે. પા. ૩૪ વટાવ ખા. જમા કરીને. |
| ૧૮૮ાા મ. ૧૧. | ૧૮૮ાા મ. ૧૧. |

## શ્રી બાજરાનું ખરીદવકરા ખાતું. — સંવત ૧૯૪૧.

| જ | ઉ |
|---|---|
| ૪૪૭ાા રે. પા. ૩ માગ. શુદ ૧ ભોમે. ક. ૧૦) | ૪૩૧ાા૱ રે. પા. ૩ માગ. શુદ ૧ ભોમે. ક. ૧૦) |
| ૩૭૨૫) રે. પા. ૧૬ બી. જેઠ શુદ ૧ શનેઉ. ક. ૧૦૦) | ૩૫૦૦) રે. પા. ૧૩ પ્ર. જેઠ શુદ ૧ શુકરે. ક. ૧૦૦) |
| ૪૧૭૨ાા ક. ૧૧૦) | ૩૯૩૧ાા૱ ક. ૧૧૦) |
| | ૨૪૦ાા૱ રે. પા. ૩૪ વટાવ ખાતે જમા કરીને. |
| | ૪૧૭૨ાા ક. ૧૧૦) |

## શ્રી ઘઉંનું ખરીદવકરા ખાતું. — સંવત ૧૯૪૧.

| જ | ઉ |
|---|---|
| ૪૨) રે. પા. ૧૧ વૈશાખ શુદ ૧ ગરેઉ. ક. ૧) | ૨૦૦) રે. પા. ૨ માગ. શુ. ૧ ભોમે. ક. ૫) |
| ૨૨૦૦) રે. પા. ૧૪ પ્ર. જેઠ વદ ૭ શુકરે. ક. ૫૦) | ૨૧૦૦) રે. પા. ૧૦ ચૈત્ર વ. ૪ શુકરે. ક. ૫૦) |
| ૨૨૪૨) ક. ૫૧) | ૨૩૦૦) ક. ૫૫) |
| ૧૮૦) બાકી લેંણા. ઘઉં ક. ૪) દા. રૂ. ૪૫) લેખે પુરાંત રહ્યા તેના. | ૧૨૨) રે. પા. ૩૪ વટાવ ખા. જ. કરીને. |
| ૨૪૨૨) ક. ૫૫) | ૨૪૨૨) ક. ૫૫) |
| | ૧૮૦) બાકી લેંણા. ઘઉં ક. ૪) દા. રૂ. ૪૫) લેખે પુરાંત રહ્યા તેના. સંવત ૧૯૪૧ના આસો વદ ૦)) શુકરે. નવી ખા. પા. ૨ |

## શ્રી ખર્ચ ખાતું. — સંવત ૧૯૪૧.

| જ | ઉ |
|---|---|
| ૧ાા રે. પા. ૪ પોષ શુદ ૧ ગરેઉ. | ૮)~રે. પા. ૪ પોષ શુદ ૧ ગરેઉ. |
| ૧ાા~રે. પા. ૧૨ વૈશાખ શુ. ૧૧ શનેઉ. | ૪૨) રે. પા. ૧૧ વૈશાખ શુ. ૧ ગરેઉ. |
| ૦ા૱રે. પા. ૧૨ વૈશાખ વદ ૭ બુધે. | ૩)૱રે. પા. ૧૨ વૈશાખ શુ. ૫ રવેઉ. |
| ૩ાા | ૩૦) રે. પા ૨૦ અષાડ વ. ૧૩ શનેઉ. |
| ૮૫ાા૱ રે. પા. ૩૪ વટાવ ખાતે ઉધારીને. | ૬) રે. પા. ૨૨ શ્રાવણ વદ ૭ ભોમે. |
| ૮૯)૱ | ૮૯)૱ |

## ખા. પાં. ૯.

### શ્રી ધર્માદા ખાતું. સંવત ૧૯૪૧.

**જ**

૨॥~ રે. પા. ૩૪ વટાવખાતે ઉધારીને.

૨॥~

**ઉ**

૦॥~ રે. પા. ૫ પોષ શુ. ૧ ગરેઉ.
૨) રે. પા. ૧૧ વૈશાખ શુ. ૧ ગરેઉ.

૨॥~

### શ્રી પગાર ખાતું. સંવત ૧૯૪૧.

**જ**

૪૫) રે. પા. ૬ માહ શુદ ૧ શનેઉ.

૪૫)

**ઉ**

૪૫) રે. પા. ૪૪ વટાવ ખા. જ. કરીને.

૪૫)

### શ્રી વટાવ ખાતું. સંવત ૧૯૪૧.

**જ**

૨૪॥≈॥ રે. પા. ૬ માહ શુ ૧ શનેઉ.
૯) રે. પા. ૮ ફાગણ વદ ૪ ગરેઉ.
૧॥ રે. પા. ૧૦ ચૈત્ર વદ ૮ બુધે.
૭૫) રે. પા. ૧૬ બી. જેઠ વદ ૩ બુધે.

૧૧૦≈॥

૧॥~ રે. પા. ૩૩ હુંડીની આડતનો.
૪૪૧॥~ રે. પા. ૩૪ પરચૂરણ રકમોએ.

૫૫૩॥૩

**ઉ**

૧૫॥≈॥ રે. પા. ૬ માહ શુદ ૧ શનેઉ.
૨૫) રે. પા. ૧૬ બી. જેઠ વદ ૧૪ શ.
૧≈॥ રે. પા. ૨૦ અષાડ વદ ૧૩ શ.

૪૨)≈

૨≈ રે. પા. ૩૩ હુંડીના આડતના.
૧૩૬॥૧૭॥ રે. પા. ૩૪ પરચૂ. રકમોએ

૧૮૧)૧૭॥

૩૭૨॥૧૦॥ રે. પા. ૩૫. માલિકને ખાતે જમા કરીને.

૫૫૩॥૩

### શ્રી ખરીદવકરા ખાતું. સંવત ૧૯૪૧.

**જ**

૨૭) રે. પા. ૭ માહ શુ. ૧ શનેઉ.
૧॥ રે. પા. ૧૫ પ્ર. જેઠ વ. ૦)) શુ.
૧૦૯)≈॥ રે. પા. ૨૦ અષાડ વ. ૦)) સો.

૧૩૭॥≈॥

૪૮≈॥ બાકી લેણા માલપુરાંતના.

૧૮૬।

**ઉ**

૪૦) રે. પા. ૬ માહ શુ. ૧ શનેઉ.
૧॥~ રે. પા. ૧૨ વૈશાખ શુદ ૧૧ શનેઉ.
૧૨૯≈ રે. પા. ૧૪ પ્ર. જેઠ વદ ૨ શ.

૧૭૦॥≈

૧૫॥~ રે. પા. ૩૪ વટાવખા. જમા કરી.

૧૮૬।

૪૮≈॥ બાકી લેણા માલ પુરાંતના સંવત ૧૯૪૧ ના આસો વદ ૦)) શુકરે. નવી. ખા. પા. ૨

### ખા. પા. ૧૭

**શ્રી લોન ખાતું.** — સંવત ૧૯૪૧.

| જ | ઉ |
|---|---|
| ૯૯૫ાા≈ રે. પા. ૮ ફાગણ વદ ૧૧ ગરેઉ. | ૯૯૨ા–ાા રે. પા. ૮ ફાગણ શુ. ૧ સો. |
| ૯૯૫ાા≈ | ૯૯૨ા–ાા |
| | ૩ાઽા રે. પા. ૩૪ વટાવ ખા. જ. કરી. |
| | ૯૯૫ાા≈ |

**શ્રી વ્યાજ ખાતું.** — સંવત ૧૯૪૧.

| જ | ઉ |
|---|---|
| ૫) રે. પા. ૧૪ પ્ર. જેઠ શુદ ૧૫ ગરેઉ. | ૧૨૯ાા૧૧ાા રે. પા. ૩૨ પરચૂરણ રકમોએ. |
| ૮ા≋ા રે. પા. ૧૯ અ. વદ ૧૩ શનેઉ. | ૧૨૯ાા૧૧ાા |
| ૧૩ા≋ા | |
| ૬૮ાા ૨૧ાાા રે. પા. ૩૩ પરચૂરણ રકમોએ. | |
| ૮૨)≋ | |
| ૪૭ ૧૭ાાા રે. પા. ૩૪ વટાવ ખાતે ઉધારીને. | |
| ૧૨૯ાા૧૧ાા | |

**શ્રી ઢોર ખાતું.** — સંવત ૧૯૪૧.

| જ | ઉ |
|---|---|
| ૨૦) રે. પા. ૧૯ અષાડ વદ ૧૩ શને. | ૨૧) રે. પા. ૨૦ અષાડ વદ ૧૩ શ. |
| ૨૦) | ૨૧) |
| ૧) રે. પા. ૩૪ વટાવ ખાતે ઉધારીને. | |
| ૨૧) | |

**શ્રી હુંડીઆમણ ખાતું.** — સંવત ૧૯૪૧.

| જ | ઉ |
|---|---|
| ૦ા≈ રે. પા. ૨૩ ભાદ. શુ. ૧ બુધે. | ૧ા રે. પા. ૩૦ આસો વદ ૯ રવેઉ. |
| ૦ાા≈ રે. પા. ૨૪ ભાદ. શુ. ૧૦ શુકરે. | ૧ા |
| ૨ાા રે. પા. ૨૫ ભા. શુ. ૧૦ શુકરે. | ૪) રે. પા. ૩૫ વટાવ ખા. જ. કરીને. |
| ૧) રે. પા. ૨૭ આસો શુદ ૧ શુકરે. | ૫ા |
| ૦ાા રે. પા. ૨૯ આસો વદ ૨ રવેઉ. | |
| ૫ા | |

**ખા. પા. ૧૧.**

શ્રી હુંડીનું ખરીદવકરા ખાતું — સંવત ૧૯૪૧.

| જ | ઉ |
|---|---|
| ૫૦૨ાારો. પા. ૨૮ આસો શુ. ૩ રવેઉ. | ૫૦૦ાા≈રો. પા. ૨૮ આસો શુ. ૨ થ. |
| ૫૦૨ાા | ૫૦૦ાા≈ |
| | ૧ાા≈રો. પા. ૩૪ વટાવ ખા.જ.કરીને. |
| | ૫૦૨ાા |

**સરવૈયું સંવત ૧૯૪૨ ની સાલનું.**

| જ | ઉ |
|---|---|
| ૮૭૨ાા ૧૦ાા મોદી ડોસાભાઈ ગોર-ધનદાસ. ખા. પા. ૨. | ૨૩૮ાા૨૧ાા શાહ. મનસુખ સુરચંદ. ખા. પા. ૩. |
| ૧૭૫૦। ૯ાા વોરા. હીરાચંદ વખત-ચંદ ખા. પા. ૨. | ૨ાા શ્રી ચાંલ્લા ખાતું. ખા. પા. ૩. |
| ૧૦૦) ૬ાા શાહ. નથુ હરખચંદ. ખા. પા. ૪. | ૨૩ાા≈ શ્રી દાગીના ખાતું. ખા. પા. ૩. |
| ૫૦૩ાા ૧૩ પરી. કરસનજી મૂળચંદ. ખા. પા. ૬. | ૪૦૫) શ્રી ઇમારત ખાતું. ખા. પા. ૩. |
| ૫૧૧ાા૧૨ાા શ્રી અમદાવાદના પરી. કસળચંદ વચ્છરાજ. ખા. પા. ૬. | ૧૩) પગી રઘનાથ ચાંદા. ખા. પા. ૪. |
| ૪) ૧૯ાા શ્રી મુંબઇના દા. અમરશી કચરા ખા. પા. ૭. | ૨૫ાા પગી. મેઘજી ભલા. ખા. પા. ૪. |
| ૩૭૪૨ાા૨૨ | ૭૫૬ાા૨ શ્રી અમદાવાદના શેઠ. વાડીલાલ પાનાચંદ. ખા. પા. ૬. |
| | ૩૦૫ાા૨૦ શ્રી વઢવાણના શાહ. માણેકચંદ કેશવજી. ખા. પા. ૭. |
| | ૧૮૦) શ્રી ઘઉં ખાતે ક. ૪) દા. રૂ. ૪૫) લેખે. ખા. પા. ૮. |
| | ૪૮ા–ાા શ્રી ખરીદ ખાતે. ખા. પા. ૯. ૧૬) સિકંદરનામાં નં. ૧૬. ૩૨ા–ાા રેશમી ધોતી જોડા નં. ૫. ૪૮ા–ાા |
| | ૧૭૪૩ા– શ્રી જણસે. |
| | ૩૭૪૨ાા૨૨ |

## ખા. પા. ૧.

## ( નવી ) ખાતાવહી સંવત ૧૯૪૨ ની સાલની.

મોદી ડોસાભાઇ ગોરધનદાસનું ખાતું. સંવત ૧૯૪૨.

જ

૮૭૨॥૧૦॥ બાકીદેવા. જૂની ખા. પા. ૨. સં. ૧૯૪૧ આસો વદ ૦)) શુ.

ઉ

વોરા. હીરાચંદ વખતચંદનું ખાતું. સંવત ૧૯૪૨.

જ

૧૭૫૦॥૫॥ બાકીદેવા. જૂની ખા. પા. ૨. સં. ૧૯૪૧ આસો વદ ૦)) શુ.

ઉ

શાહ. મનસુખ સુરચંદનું ખાતું. સંવત ૧૯૪૨.

જ

ઉ

૨૩૮॥૨૧॥ બાકી લેણા. જૂની ખા. પા. ૩. સં. ૧૯૪૧ આસો વદ ૦)) શુકરે.

શ્રી ચાંલ્લા ખાતું. સંવત ૧૯૪૨.

જ

ઉ

૨॥ બાકી લેણા. જૂની ખા. પા. ૩. સં. ૧૯૪૧ આસો વદ ૦)) શુ.

શ્રી દાગીના ખાતું. સંવત ૧૯૪૨.

જ

ઉ

૨૩॥ બાકી લેણા. જૂની ખા. પા. ૩. સં. ૧૯૪૧ આસો વદ ૦)) શુ.

શ્રી ઇમારત ખાતું. સંવત ૧૯૪૨.

જ

ઉ

૪૦૫) બાકી લેણા. જૂની ખા. પા. ૩. સં. ૧૯૪૧ આસો વદ ૦)) શુ.

પગી. રઘનાથ ચાંદાનું ખાતું. સંવત ૧૯૪૨.

જ

ઉ

૧૩) બાકી લેણા. જૂની ખા. પા. ૪.

શાહ. નથુ હરખચંદનું ખાતું. સંવત ૧૯૪૨.

જ

૧૦૦)૬॥ બાકીદેવા. જૂની ખા. પા. ૪. સં. ૧૯૪૧ આસો વદ ૦)) શુ.

ઉ

## ખા. પા. ૨.

**પગી. મેઘજી ભલાનું ખાતું.** — સંવત ૧૯૪૨.

| જ | ઉ |
| --- | --- |
| | ૨૫ાા બાકી લેંણા. જૂની ખા. પા. ૪. સંવત ૧૯૪૧ આસો વદ ૦)) શુ. |

**પરી. ફરસનજી મૂળચંદનું ખાતું.** — સંવત ૧૯૪૨.

| જ | ઉ |
| --- | --- |
| ૫૦૩ાા૧૩ બાકીદેવા. જૂની ખા. પા. ૬. સં. ૧૯૪૧ આસો વદ ૦)) શુ. | |

**શ્રી અમદાવાદના પરી. કસળચંદ વછરાજનું ખાતું.** — સંવત ૧૯૪૨.

| જ | ઉ |
| --- | --- |
| ૫૧૧ાા૧૨ાાબાકીદેવા.જૂની ખા.પા.૬. સં. ૧૯૪૧ આસો વદ ૦)) શુ. | |

**શ્રી અમદાવાદના શેઠ. વાડીલાલ પાનાચંદનું ખાતું.** — સંવત ૧૯૪૨.

| જ | ઉ |
| --- | --- |
| | ૭૫૬ાાર બાકીલેંણા. જૂની ખા.પા.૬. સં. ૧૯૪૧ આસો વદ ૦)) શુ. |

**શ્રી વઢવાણના શાહ. માણેકચંદ કેશવજીનું ખાતું.** — સંવત ૧૯૪૨.

| જ | ઉ |
| --- | --- |
| | ૩૦૫ાાર૦બાકીલેંણા.જૂની ખા.પા.૭. સં. ૧૯૪૧ આસો વદ ૦)) શુ. |

**શ્રી મુંબઇના ઠા. અમરશી કચરાનું ખાતું.** — સંવત ૧૯૪૨.

| જ | ઉ |
| --- | --- |
| ૪)૧૯ાા બાકી દેવા. જૂની ખા. પા. ૭. સં. ૧૯૪૧ આસો વદ ૦)) શુ. | |

**શ્રી ઘઉંનું ખરીદવકરા ખાતું.** — સંવત ૧૯૪૨.

| જ | ઉ |
| --- | --- |
| | ૧૮૦) બાકી લેંણા. જૂની ખા. પા. ૮. ક. ૪) દા. રૂ. ૪૫) સંવત ૧૯૪૧ આસો વદ ૦)) શુકરે. |

**શ્રી ખરીદવકરા ખાતું.** — સંવત ૧૯૪૨.

| જ | ઉ |
| --- | --- |
| | ૪૮ાના બાકી લેંણા. જૂની ખા.પા.૯. સં. ૧૯૪૧ આસો વદ ૦)) શુ. |

## વ્યા. પા. ૧.

શહેર રાજકોટના રહીશ મોદી. ડોસાભાઇ ગોરધનદાસનો વ્યાજવહીનો ચોપડો. સંવત ૧૯૪૧ ની સાલનો.

### નમુનો ૧ લો. સળંગ વ્યાજ.

શાહ મનસુખ સુરચંદના ખાતાનું વ્યાજ. સંવત ૧૯૪૧ ના આસો વદ ૦)) સુધીનું. ખા. પા. ૨ જેથી.

| જ | ઉ |
|---|---|
| ૫૨૬૬॥ રૂ. ૧૦૦૦) પ્ર. જેઠ વદ ૭ મા. ૫)૮ | ૨૫૯૩ રૂ. ૨૦૦) કાર્તક શુદ ૧ મા. ૧૨॥૧૪ |
| ૨૮૦૦ રૂ. ૭૦૦) બી. જેઠ વદ ૦)) મા. ૪) | ૩૦॥ રૂ. ૪) ચૈત્ર શુ. ૯ મા. ૭॥૬ |
| ૪૬૭ રૂ. ૫૦૦॥ આસો શુદ ૨ મા. ૦॥ ૧૩ | ૨॥ રૂ. ૦॥ વૈશાખ વદ ૭ મા. ૬)૮ |
| ૮૫૩૪ | ૧૧૫૮૬॥ રૂ. ૨૨૦૦) પ્ર. જે. વ. ૭ મા. ૫)૮ |
| | ૧૪૨૧૩॥ |
| | ૮૫૩૪ જમાનો સર. |
| | ૫૬૭૯॥ |
| | ૯૪॥ દિ. ૦॥ નો સર. |
| | ૫૫૮૪॥ |

તારીજ સંવત ૧૯૪૧ ના આસો વદ ૦))

| જ | ઉ |
|---|---|
| ૨૩૮॥૨૧॥ બાકી લેણા. સં. ૧૯૪૧ ના આસો વદ ૦)) | ૨૦૩॥ મુદ્દલ બાકી લેણા. |
| | ૩૪॥૧૫॥ વ્યાજ સર. ૫૫૮૪॥ દા. ૦॥ |
| | રો. પા. ૩૨ મે. |
| ૨૩૮॥૨૧॥ | ૨૩૮॥ ૨૧॥ |

### નમુનો ૨ જો. કાપી વ્યાજ.

વોરા હીરાચંદ વખતચંદના ખાતાનું વ્યાજ. સંવત ૧૯૪૧ ની સાલનું. ખા. પા. ૨ જેથી.

| જ | ઉ |
|---|---|
| ૪૬૦૦) રૂ. ૫૦૦) કાર્તક શુદ ૧ | ૦ રૂ. ૧૦૦) ચૈત્ર શુદ ૧૫ દિ. જ. |
| ૫૪૬॥ રૂ. ૧૦૦) મા. ૫)૧૪ | ૦ રૂ. ૮૧॥ ચૈત્ર વદ ૪ દિ. જ. |

**વ્યા. પા. ૨.**

| | |
|---|---|
| ૪૫૮ાા રૂ. ૮૧ાા≈ મા. પાા ૩ | ૦ રૂ. ૧૫૦૦) ભાદરવા શુદ ૧૦ |
| ૩૫૯૪ાારૂ.૩૧૮)≈મા.૧૧)૯ | ૦ રૂ. ૩૧૮)≈ દિ. જ. |
| ૧૧૪૮૦) રૂ. ૧૫૦૦) ફાગણ શુદ ૧ | ૦ રૂ. ૧૧૮૧ાા≈ દિ. જ. |
| ૮૬૨૭ાા રૂ. ૧૧૮૧ાા≈મા. ૭)૯ | ૦ રૂ. ૧૬૩૪ાા મુદ્દલ બાકી દેવા. સંવત ૧૯૪૧ આસો વદ ૦)) |
| ૨૮૫૨ાા રૂ. ૩૧૮)≈ મા. ૮ાા૧૪ | ૦ રૂ. ૩૧૮)≈ દિ. જ. |
| ૧૫૦૦ રૂ. ૨૦૦)ચૈત્ર શુદ ૧૫ મા.૭ાા | ૦ રૂ. ૨૦૦) દિ. જ. |
| ૧૧૫ા રૂ. ૧૬ા≈ ચૈત્ર વદ ૧૪મા.૭)૧ | ૦ રૂ. ૧૬ા≈ દિ. જ. |
| ૫૮૬૬ાારૂ.૧૧૦૦) પ્ર. જેઠ વ. ૫ મા. ૫)૧૦ | ૦ રૂ. ૧૦૦૦) દિ. જ. |
| ૨૩૫૬૨ | ૦ |

૯

૩૯૨ાા દિ. ૦ાા નો સર.

૨૩૧૬૯ા

તારીજ સંવત ૧૯૪૧ ના આસો વદ ૦))

| જ | ઉ |
|---|---|
| ૧૬૩૪ાા મુદ્દલ બાકી દેવા. | ૧૭૫૦ાાા બાકી દેવા. સંવત ૧૯૪૧ ના આસો વદ ૦)) |
| ૧૧૫ાાાા વ્યાજસર.૨૩૧૬૯ાદા.૦ાા રો. પા. ૩૨ મે. | |
| ૧૭૫૦ાાા | ૧૭૫૦ાાા |

**ખાખાની સમજુતી:**—પ્રથમ આપણે જમાની મોટી રકમ રૂ. ૫૦૦)-ની છે તે લીધી, ને તેમાંથી ઉધારની રૂ. ૧૦૦) ની તથા રૂ. ૮૧ાા≈ની રકમ બાદ જાય છે તે બાદ કરી તો રૂ. ૩૧૮)≈ દેવા રહ્યા, તે એકલા ઉધારની ત્રીજી રકમ રૂ. ૧૫૦૦) માંથી બાદ જાય છે, તે બાદ કર્યા તો રૂ. ૧૧૮૧ાા≈ની લે'ણા રહ્યા. હવે ઉધારમાં બીજી રકમો નથી માટે ફક્ત આ રૂ. ૧૧૮૧ાા≈ની લે'ણી રકમ જમાની બીજી રકમ રૂ. ૧૫૦૦) માંથી બાદ કરી તો રૂ. ૩૧૮)≈ દેવા રહ્યા, ને હવે જમાની બાકીની રકમો રૂ. ૨૦૦) ની, રૂ. ૧૬ા≈ની, ને રૂ. ૧૧૦૦) ની છે તે પણ લીધી. તેથી કુલ દેવા રૂ. ૩૧૮)≈+૨૦૦+૧૬ા≈+૧૧૦૦=૧૬૩૪ાા થયા તે ઉધારમાં બતાવી તેના પેટામાં તે ચાર કકડે થયા છે, તે બતાવ્યા.

**માસ ભરવાની સમજુતી:**-પ્રથમ આપણે રૂ. ૫૦૦) કાર્તક શુદ ૧ લાવ્યા. તે ત્રણ કકડે આપ્યા માટે ત્રણે કકડાનું વ્યાજ કાર્તક શુદ ૧થી ગણાય. પહેલો કકડો રૂ. ૧૦૦)નો ચૈત્ર શુદ ૧૫ આપ્યો, માટે તેના કાર્તક શુદ ૧થી માસ ૫) ૧૪ થયા, તે જમામાં ભરી ઉધાર તરફ દિ. જ. (દિવસ જમા) લખ્યું. બીજો કકડો રૂ. ૮૧ાા≈નો ચૈત્ર વદ ૪ આપ્યો માટે તેના કાર્તક શુદ ૧ થી

## વ્યા. પા. ૩.

મા. પાા૩ થયા તે જમામાં ભરી ઉધાર તરફ દિ. જ. લખ્યું. ત્રીજો કકડો રૂ. ૩૧૮)≈નો દેવો રહ્યો તે બદલે રૂ. ૧૫૦૦) આપ્યા, માટે ત્યાં સુધી રહ્યો ગણાય, તેથી તેના કાર્તક શુદ ૧ થી ભાદરવા શુદ ૧૦ સુધી મા. ૧૧)૯ થયા તે જમામાં ભરી ઉધાર તરફ દિ. જ. લખ્યું.

રૂ. ૩૧૮)≈ દેવા બદલે આપણે રૂ. ૧૫૦૦) ભાદરવા શુદ ૧૦ મે આપ્યા, માટે રૂ. ૧૧૮૧ાાા≈ ભાદરવા શુદ ૧૦ ના આપણા લેંણા રહ્યા; પણ તેને બદલે આપણને રૂ. ૧૫૦૦) ફાગણ શુદ ૧ મળેલા છે તેથી રૂ. ૧૧૮૧ાાા≈નું આપણને વ્યાજ મળે નહિ પણ ઉલટું આપણે આપવું જોઇએ. માટે ફાગણ શુદ ૧ થી ભાદરવા શુદ ૧૦ સુધી મા. ૭)૯ થયા તે જમામાં ભરી ઉધાર તરફ દિ. જ. લખ્યા. ને આપણે દેવા રૂ. ૩૧૮)≈ ફાગણ શુદ ૧ થી આસો વદ ૦)) સુધી રહ્યા માટે તેના મા. ૮ાા ૧૪ જમામાં ભરી ઉધારમાં દિ. જ. લખ્યા. તેમજ ૨૦૦)ની, રૂ. ૧૬ા≈ની અને રૂ. ૧૧૦૦) ની દેવી રકમો માટે પણ સમજવું.

## નમુનો ૩ જો. વારેવારિયું વ્યાજ.

અમદાવાદના પરી. કસળચંદ વજ્રાજના ખાતાનું વ્યાજ.

સંવત ૧૯૪૧ ની સાલનું. ખા. પા. ૬ થી.

| જ | ઉ |
|---|---|
| ૧૦ાા રૂ. ૧૨૫ા અષાડ વદ ૨ સુધે. | ૬૨ાા રૂ. ૧૨૫) અષાડ શુદ ૨ ભોમે. મા. ૦ાા |
| ૦ રૂ. ૧૨૫) દિ. ઉ. | ૦ રૂ. ૪૦૦) આસો શુ. ૩ રવેઉ. |
| ૧૦ાા રૂ. ૪ા મા.૨)૧૪. | ૦ રૂ. ૪ા દિ જ. |
| ૧૩૩૭ રૂ. ૧૫૦૦) ભાદરવા વદ ૧૦ શનેઉ. | ૦ રૂ. ૩૯૫ાાા દિ. જ. |
| ૧૦૫ાા રૂ. ૩૯૫ાાા મા. ૦)૮ | ૦ રૂ. ૨૦૦) આસો વદ ૧૧ ભોમે દિ. જ. |
| ૨૦૬ાા રૂ. ૨૦૦) મા. ૧)૧ | |
| ૪૫૩ા રૂ. ૪૦૦) મા. ૧)૪ | ૦ રૂ. ૪૦૦) આસો વદ ૦)) શુકરે. દિ. જ. |
| ૫૭૧ાા રૂ. ૫૦૪ા મા ૧)૪ | |
| ૧૩૪૭ાા | ૦ રૂ. ૫૦૪ા મુદ્દલ બાકી દેવા. સં ૧૯૪૧ આસો વદ ૦)) |
| | ૬૨ાા શુકરે દિ. જ. |

તારીજ સં. ૧૯૪૧ આસો વદ ૦)) શુકરે.

| જ | ઉ |
|---|---|
| ૫૦૪ા મુદ્દલ બાકી દેવા. | ૦)૨૩ાા વ્યાજસર. ૬૨ાા દા. ૦ા≈ |
| ૬ાાર૩ાા વ્યાજસર. ૧૩૪૭ાા દા. | રો. પા. ૩૨ મે. |
| ૦ાા રો. પા. ૩૨ મે. | ૦)૨૩ાા |
| ૫૧૦ાાર૩ાા | ૫૧૦ાા૦બાકી દેવા સં. ૧૯૪૧ ના |

વ્યા. પા. ૪.

આસો વદ ૦)) શુકરે.

૫૧૦ાા૨૩ાા

## નમુનો ૪ થો. કાંધાનું વ્યાજ.

૫ગી. મેઘજી ભલ'ના ખાતાનું વ્યાજ. સં. ૧૯૪૧ ની સાલનું.

ખા. પા. ૪ થી.

| જ | ઉ |
|---|---|
| ૦ રૂ. ૧૦) બી. જેઠ વદ ૦)) દિ. ઉ. | ૫ રૂ. ૧૦) બીજા જેઠ શુદ ૧૫ |
| ૦ રૂ. ૧૦) અષાડ વદ ૧૪ દિ. ઉ. | ૫ રૂ. ૧૦) મા. ૦ાા |
| ૦ રૂ. ૫) શ્રાવણ શુદ ૧૫ દિ. ઉ. | ૦ રૂ. ૦) |
| ૦ રૂ. ૨૫ મુદ્દલ બાકી લે'ણા. સં. ૧૯૪૧ ના આસો વદ ૦)) | ૪ાા રૂ. ૧૦) અષાડ શુદ ૧૫ |
| ૦ રૂ. ૫) | ૪ાા રૂ. ૧૦) મા. ૦) ૧૪ |
| ૦ રૂ. ૧૦) | ૦ રૂ. ૦) |
| ૦ રૂ. ૧૦) | ૧૨ાા રૂ. ૧૦) શ્રાવણ શુદ ૧૫ |
| ૦ | ૦ રૂ. ૫) |
| | ૧૨ાા રૂ. ૫) મા. ૩ાા |
| | ૧૫ રૂ. ૧૦) ભાદરવા શુ ૧૫મા.૧ાા |
| | ૫ રૂ. ૧૦) આસો શુદ ૧૫ મા. ૦ાા |
| | ૪૨ાા |

તારીજ ——— સંવત ૧૯૪૧ ના આસો વદ ૦))

| જ | ઉ |
|---|---|
| ૨૫ાા બાકી લે'ણા સંવત ૧૯૪૧ ના આસો વદ ૦)) | ૨૫) મુદ્દલ બાકી લે'ણા. |
| ૨૫ાા | ૦ાા વ્યાજનો નીચે મુજબ. |
| | ૦ાા૧૩ાા વ્યાજ સર. ૪૨ાા દા. ૧ાા લેખે. |
| | ૦)૧૩ાા છુટના |
| | ૦ાા નક્કી. |
| | રો. પા. ૩૨ મે. |
| | ૨૫ાા |

૫ગી. મેઘજી ભલાનું ખાતું. સંવત ૧૯૪૨ ની સાલનું.

| જ | ઉ |
|---|---|
| | ૨૫ાા બાકી લે'ણા સં. ૧૯૪૧ના આ- |

સો વદ ૦)) ધણીહથુ સામસામા હિસાબ સમજી નક્કી કર્યા.

૫ગી. મેઘજી ભલા સહી
દા. પોતાના.

તિથિ પ્રમાણે દીવાળીબાકી વ્યાજ ગણતાં વઢવાણના શાહ. માણેકચંદ કેશવજી પાસે રૂ. ૨૬ાાા ૧૦ાા,ને અમદાવાદના શેઠ. વાડીલાલ પાનાચંદ પાસે રૂ. ૬ા૨૦ાાા વ્યાજના લે'ણા નીકળે છે; અને શાહ. નથુ હરખચંદના રૂ. ૦)૬ાાા, પરી. કરસનજી મૂળચંદના રૂ. ૪ા ૦ાા, ને મુંબઇના દા. અમરશી કચરાના રૂ. ૨ાા ૧૯ાા વ્યાજના દેવા નીકળે છે. આને માટે શિક્ષકે ખાતાવહી પરથી રકમો લઇ વ્યાજ કાઢવાને વિદ્યાર્થીઓને મનોયત્ન આપવાં.

## પરીક્ષા માટે મનોયત્ન.

### પરીક્ષાના પ્રશ્નોના ઉત્તર લખવા સારૂ વિદ્યાર્થીઓને સૂચના.

૧. પરીક્ષામાં વિગત જોઇએ તેટલી ન લખાવે તો પોતાની મેળે ધારી લેવી. હુંડીમાં જે ગામના સાહુકાર પરની હુંડી હોય છે, તે ગામની હુંડી એમ કહેવાનો ચાલ છે.

૨. પ્રથમ સવાલનો આખો કાગળ વાંચી જવો, ને તે પરથી સિલક તથા ગઇ સાલનું દેવુંલે'ણું કેટકેટલું કોનીકોની પાસે છે, તેનું ટાંચણ એક જુદા કાગળ પર કરી તેનું જમાખર્ચ કલમ ૩૧ મીમાં કહ્યા મુજબ નાખવું. ચોપડાના માલિકનું નામ ન આપ્યું હોય તો તે જમાખર્ચ **દુકાન ખાતે** નાખવું.

૩. રકમો ગુંચવણ ભરેલી આપી હોય, તો ઉપલા ટાંચણ નીચે રકમો મિતિ પ્રમાણે તારવી કાઢી પછી પ્રશ્નમાં કહ્યા પ્રમાણે તે પરથી રોજમેળ કે એઠોમેળ બનાવવો.

૪. **રોજમેળ** બનાવવો હોય તો પ્રથમના મેળમાં સિલક તથા દેવાલે'ણાનું જમાખર્ચ નાખી પછી તે દિવસનું જમાખર્ચ લખી સિલક કાઢવી, ત્યારપછી એ સિલક બીજા મેળમાં તાણી બીજા દિવસનો મેળ લખવો. એમ જેટલા દિવસના મેળ લખવા આપ્યા હોય તે લખવા. દરેક મેળમાં તપાસ રાખવી કે એક ખાતું એકથી વધારે વાર પડે નહિ. જરૂર પડે તો તે ખાતાના પેટામાં રકમો લખવી.

૫. **એઠામેળ** બનાવવો હોય તો પ્રથમ સિલક તથા દેવાલેંણાનું જમાખર્ચ નાંખી પછી મિતિને ક્રમે રકમો લઇ જમાખર્ચ નાંખી છેવટે સિલક કાઢવી.

૬. રોજમેળ કે એઠામેળ બનાવી ખાતાવહી કરી તેના પરથી સરવાયું કાઢવું.

૭. સરવાયું કાઢતાં પહેલાં બ્યાજુખાતાંનાં બ્યાજ, બ્યાજવહીમાં કાઢી રોજમેળ કે એઠામેળમાં જમાઉધાર નાંખવાં જોઇએ, પણુ સવાલમાં તેમ કહ્યું હોય તો કરવું. કોઇ વખત ખાતાંનું સામટું બ્યાજ લખાવે છે, તે પ્રસંગે બ્યાજવહી બનાવવાની જરૂર નથી, પણુ બારોબર તે જમાઉધાર નાંખવું.

૮. આડતંદલાલીને માટે જમાખર્ચ લખાવે તો જ નાંખવો.

૯. કાચાં ખાતાં માંડીવાળી વટાવ ખાતામાં લઇ જઇ સાલ આખરે સરવાયું કાઢતાં પહેલાં નફો કે ખોટ નક્કી કરવી, પછી તે નફો કે ખોટ દુકાન ખાતે માંડી વાળવી.

---

## મનોયત્ન ૧.

### સને ૧૮૯૧ ની થર્ડ ગ્રેડ પબ્લિક સર્વિસ સર્ટિફિકેટ પરીક્ષાના પ્રશ્નો.

૧. સરવાયું એટલે શું? તે કેટલી જાતનું છે? તે ક્યારે કાઢવામાં આવે છે? અને કયા ચોપડા ઉપરથી તૈયાર થાય છે? માર્ક ૫.

૨. નીચે લખેલી રકમો પરથી સંવત ૧૯૪૨ ના માહ માસનો મેળ તૈયાર કરો. ૧૩.

(૧) રૂ. ૨૦૧) ઘરમાં રોકડા છે. શુદ ૧. (૨) શાહ દેવચંદ દીપચંદની દુકાનેથી વેપાર કરવા સારૂ ખાંડ મણુ ૧૫) તથા સાકર મણુ ૧૨) લીધી. ખાંડનો ભાવ મણુના રૂ. ૭ાા~ ને સાકરનો ભાવ મણુના રૂ. ૯ાા~. દેવચંદને માલને પેટે રૂ. ૧૨૫) આપ્યા. શુદ ૧૨. (૩) પગી નાથા પૂજાને સં. ૧૯૪૦ ના કાર્તક શુદ ૫ ને રોજ રૂ. ૨૦૦) ધીરેલા, તેનો આજરોજ હિસાબ કરતાં રૂ. ૨૭૯) નીકળ્યા તે તથા રૂ. ૨૫) ધીર્યા. એ બધા રૂપિયાનું ખત લખાવી લીધું. વદ ૧૪. (૪) પા. જોરાભાઇ દળીભાઇને સં. ૧૯૪૧ ની સાલમાં રૂ. ૧૦૫) ધીરેલા તેનો હિસાબ આજરોજ કરતાં રૂ. ૧૬૮) થયા, તેથી જોરાભાઇ પાસેથી બળદ ૨ કિંમત રૂ. ૧૪૦) માટે તથા ભેંસ ૧ રૂ. ૨૮) માટે ખંડી લઇ ખાતું માંડી વાળ્યું. શુદ ૧૫.

૩. ૫રી. પુરૂષોત્તમ દલસુખરામનું ખાતું. સંવત ૧૯૪૧ ની સાલનું.

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૨૨૮) | કાર્તક વદ ૫. | ૨૯૦) | માગશર વદ ૫. |
| ૨૧૨) | પોષ શુદ ૮. | ૭૫) | ચૈત્ર શુદ ૧૦. |
| ૨૧૫) | શ્રાવણ વદ ૧૪. | ૨૧૮) | ભાદરવા શુદ ૧૫. |
| | | ૨૫) | આસો વદ ૧૩. |

આ ખાતાનું વ્યાજ સંવત ૧૯૪૨ ના કાર્તક શુદ ૨ સુધીનું રામ ૯ લેખે અર્ધો દિવસ કાપતાં કાઢવું.

## સવાલ ૧ લાનો જવાબ.

દેવુંલેંણું કેટકેટલું અને કોની કોની પાસે છે, તે જાણુવા માટે જે તારીજ કરવામાં આવે છે તેને **સરવાયું** કહે છે. તે બે જાતનું છે. **૧. કાચું સરવાયું, ૨. પાકું સરવાયું.** કાચું સરવાયું **આંકડાવહી** પરથી અને પાકું સરવાયું **ખાતાવહી** પરથી **સાલ આખરે** કાઢવામાં આવે છે. સહીયારો વેપાર વહેંચવો હોય ત્યારે ગમે તે વખત પણ સરવાયું કાઢે છે. બંને સરવાયામાં રકમો તો **સરખીજ** આવે છે, પણ આવરો કરી ખાતું તૈયાર કરે ત્યારે તે નામું પાકું કહેવાય, કેમકે તે નામું એક ચોપડે ભેગું થયું, વળી બીજીવાર થયું માટે ભૂલ રહેજ નહિ; તેથી ખાતાવહી પરથા કરેલા સરવાયાને પાકું સરવાયું કહે છે.

કેટલીક વખત ફક્ત દેવુંલેંણું જાણવાને ગમે તે વખત નફોતોટો નક્કી કર્યા સિવાય આંકડાવહી પરથી સરવાયું કાઢવામાં આવે છે, તેને પણ **કાચું સરવાયું** કહે છે. ( મનોયત્ન ૩ જાનો ૪૦ મો સવાલ પૃષ્ઠ ૧૧૩ મે જુઓ. )

## સવાલ ૨ જાનો જવાબ.

સંવત ૧૯૪૨ ના માહ શુદ ૧ થી માહ વદ ૦)) સુધીનો બેઠો મેળ.

| જ | ઉ |
|---|---|
| ૫૦૬)શ્રી દુકાન ખાતે જમા. શુદ ૧.<br>૨૦૧) નગદ રોકડા મુંબઈગિરા ઘરમાંના.<br>૩૦૫) પાછલા લેંણાના શ્રી વિગત ખાતે નીચે મુજબ ઉધારીને.<br>૨૦૦) ૫ગી. નાથા પૂજાને ખા. ઉ. સં. ૧૯૪૦ | ૩૦૫) શ્રી વિગત ખાતે ઉધાર. બા. પાછલા લેંણાના નીચે મુજબ.<br>૨૦૦) ૫ગી. નાથા પૂજાને ખા. ઉ. સં. ૧૯૪૦ ના કાર્તક શુદ ૫.<br>ખા. પા.<br>૧૦૫) પા. જોરાભાઈ દળીભાઇને ખાતે ઉધાર. |

ના કાર્તિક શુદ ૫ ના.
૧૦૫) પા. જોરાભાઇ દ-
ળીભાઇને ખાતે ઉધાર.
સં. ૧૯૪૧ ના.
૫૦૬)

ખા. પા.

૧૦૦ાાાૢ શાહ. દેવચંદ દીપચંદને
ખાતે જમા. શુદ ૧૨.
૧૧૩ાૢ ખાંડ મણ ૧૫) દા.
રૂ. ૭ાાૣ લેખે.
૧૧૨ાા સાકર મણ ૧૨) દા.
રૂ. ૯ાૣ લેખે.
૨૨૫ાાૢ શ્રી ખરીદ ખા. ઉ.

૧૨૫) રોકડા મુંબઇગરા.
હા. પોતાને આપ્યા છે.
૧૦૦ાાૣ નક્કી જમા.

ખા. પા.

૬૩) શ્રી વ્યાજખાતે જમા. શુ. ૧૫
૬૩) પા. જોરાભાઇ દળી-
ભાઇને ખાતે ઉધારીને.

ખા. પા.

૧૬૮) પા. જોરાભાઇ દળીભાઇને
ખા. જ. શુદ ૧૫.
૧૪૦) બળદ ૨ રંગે ધોળા.
૨૮) ભેંસ ૧ રંગે ભુરી.
૧૬૮) શ્રી ઢોરની ખરીદી
ખા. ઉ.

ખા. પા.

૭૯) શ્રી વ્યાજ ખાતે જમા. વદ ૧૪.
૭૯) પગી. નાથા પૂજાને
ખાતે ઉધારીને.

ખા. પા.

૩૦૪) પગી. નાથા પૂજાને ખાતે
જમા. વદ ૧૪.
૩૦૪) બાકી લેંણા મૂક્યા,

સં. ૧૯૪૧ ની સાલના.

ખા. પા.

૩૦૫ શ્રી દુકાન ખા. જ.
કરીને.

૨૨૫ાાૢ શ્રી ખરીદખાતે ઉ. શુદ ૧૨.
૧૧૩ાૢ ખાંડ મણ ૧૫)
૧૧૨ાા સાકર મણ ૧૨)
૨૨૫ાાૢ શાહ દેવચંદ દીપ-
ચંદને ખા. જ. કરીને.

ખા. પા.

૬૩) પા. જોરાભાઇ દળીભાઇને
ખા. ઉ. શુદ ૧૫.
૬૩) વ્યાજના સંવત ૧૯૪૨ના
માહ શુદ ૧૫ સુધીના શ્રી
વ્યાજ ખાતે જમા કરીને.

ખા. પા.

૧૬૮) શ્રી ઢોરની ખરીદી ખાતે ઉધાર.
શુદ ૧૫.
૧૪૦) બળદ ૨.
૨૮) ભેંસ ૧.
૧૬૮)
પા. જોરાભાઇ દળીભાઇને
ખા. જ. કરીને.

ખા. પા.

૧૦૪) પગી. નાથા પૂજાને ખા. ઉ.
વદ ૧૪.
૭૯) વ્યાજના સં. ૧૯૪૨
ના માહ વદ ૧૪ સુધીના
શ્રી વ્યાજ ખાતે જમા.
૨૫) નગદ રોકડા મુંબઇ-
ગરા. હા. પોતાને.
૧૦૪)

ખા. પા.

૩૦૪) પગી નાથા પૂજાને ખા. ઉ-

| તે નવે ખાતે ઉધારીને. | ધાર. વદ ૧૪. |
| --- | --- |
| ખા. પા. | ૩૦૪) હિસાબ કરી નવે ખાતે બાકી મૂક્યા તે તમારે ખાતે જમા કરી તેનું ખત નં.૧ સં.૧૯૪૨ ના માહ વદ ૧૪નું વ્યાજ માસ એકે રૂ. એકે દોકડા એક લેખે લેવા ઠરાવ કરી લખી લીધું. |
| ૧૨૨૦ાા⁀ | ખા. પા. |
|  | ૧૧૬ાાા⁀ |
|  | ૫૧) શ્રી જણસે રોકડા મુંબઇગરા. |
|  | ૧૨૨૦ાા⁀ |

## મનોયત્ન ૨.

## સને ૧૮૯૨ ની થર્ડ ગ્રેડ પબ્લિક સર્વિસ સર્ટિફિકેટ

## પરીક્ષાના પ્રશ્નો.

૧. સરાફી નામું લખવાના કેટલા ચોપડા છે અને દરેક ચોપડો કેવી રીતે તૈયાર થાય છે ? માર્ક. ૫.

૨. આખર અને અવલ સરવાયું એટલે શું ? અને તે કયા ચોપડા ઉપરથી લખી શકાય છે ? રોકડ અને જમાખર્ચી રકમ એટલે શું ? માર્ક. ૫.

૩. નીચે લખેલી રકમોનું વ્યાજ કાઢો:— ૧૦.

ખાતાનો હિસાબ સંવત ૧૯૪૮ ના આસો વદ ૨ સુધી કર્યો. વ્યાજ છ આનાનું.

| જ | ઉ |
| --- | --- |
| રૂ. ૩૨૫) માગશર શુદ ૫. | રૂ. ૯૫) મહા શુદ ૮. |
| રૂ. ૨૨૦) વૈશાખ વદ ૩. | રૂ. ૪૩૧) ચૈત્ર વદ ૧૩. |
| રૂ. ૩૧૮) શ્રાવણ વદ ૧૧. | રૂ. ૨૨૫) આસો શુદ ૧૫. |

૪. નીચે લખેલી રકમો પરથી વૈશાખ માસનો માસિકમેળ લખો. ૫.

**अ.** સિલક રૂ. ૩૧૫૪)=

**ब.** લગ્નમાં વાપરવા સારૂ ખાંડ મણ ૬ાા દર મણે રૂ. ૪ાા ના ભાવથી ગાંધી. પુરૂષોત્તમ રઘનાથની દુકાનેથી લીધી, તે પેટે રૂ. ૨૦) આપ્યા. વૈશાખ શુદ ૫.

**क.** પરી. મૂળચંદ રઘનાથને માદરપાટનાં થાન નંગ ૧૦ દર રૂ. ૩= લેખે વેચાતાં આપ્યાં. વૈશાખ વદ ૧૩.

**ક.** શાહ. ફૂલચંદ પુરૂષોત્તમને સંવત ૧૯૪૮ ની સાલને પેટે ગુમાસ્તીના રૂ. ૧૦૦) અગાઉથી આપ્યા. વૈશાખ વદ ૫.

**સવાલ ૧ લાનો જવાબ:**—કલમ ૧૭૨ થી ૧૮૦ જુઓ.

**સવાલ ૨ જાનો જવાબ:**—સરકારી સરવાયામાં બે પ્રકાર છે. ૧ આખર સરવાયું, ૨ અવલ સરવાયું. બંને સરવાયાં રોજમેળમાં કરીને પછી ખાતાવહીમાં ખતવવામાં આવે છે.

**આખર સરવાયું કરવાની રીત:**—સાલ આખરે જે જે ખાતે દેવું નીકળે, તે તે ખાતે દેવાની રકમ ઉધારી ખુદ ખાતામાં તે રકમ જમા કરે છે; અને જે જે ખાતે લે'ણું નીકળે તે તે ખાતે લે'ણાની રકમ જમા કરી ખુદ ખાતામાં તે રકમ ઉધારે છે.

**અવલ સરવાયું કરવાની રીત:**—વર્ષની શરૂઆતમાં આ સરવાયું કરાય છે. ગઇ સાલ આખરે જે જે ખાતે દેવું રહેલું હોય, તે દેવું તે તે ખાતે જમા કરી ખુદ ખાતામાં ઉધારે છે; અને જે જે ખાતે લે'ણું રહેલું હોય, તે લે'ણું તે તે ખાતે ઉધારી ખુદ ખાતામાં જમા કરે છે.

**આખર ને અવલ સરવાયાનો મુકાબલો:**—બંને સરવાયામાં સાલ આખરે જે જે ખાતે દેવું લે'ણું રહેલું હોય, તે દેવું લે'ણું નવી સાલમાં આપવાનું યા લેવાનું હોય છે; તેવાં ખાતાં આવે છે. એટલું એમાં મળતાપણું છે. **તફાવત**—આખર સરવાયામાં જે રકમ જમા તરફ તે અવલ સરવાયામાં ઉધાર તરફ, અને ઉધાર તરફ તે જમા તરફ આવે છે. કારણ, આખર સરવાયામાં માત્ર ખાતું સરભર કરવાના ઇરાદાથી લે'ણું નહિ આવે જમા કરીએ છીએ, તેમ દેવું નહિ આપે ઉધારીએ છીએ, પણ નવી સાલમાં તો લે'ણું ઉધાર ને દેવું જમા તરફ રાખવું જોઇએ.

આખર સરવાયામાં દેવુંલે'ણું **ખાતાવહી પરથી** અને અવલ સરવાયામાં **આખર સરવાયા પરથી** લેવાય છે.

વેપારી લોકો આખર ને અવલ સરવાયું રોજમેળમાં નાખી ખાતાવહીમાં લેતા નથી. પણ જુની ખાતાવહીમાં ખાતાં સરભર કરી તે પરથી નવી ખાતાવહીમાં દેવુંલે'ણું ખેંચી લે છે, અને કુલ દેવુંલે'ણું જાણવા માટે જુની ખાતાવહીને છેલ્લે પાને કે જુદા ચોપડામાં સરવાયું ઉતારે છે. આમ કરવાનું કારણ પોતાની ચોકસ થાપણ બીજાના જાણવામાં ન આવે તેને માટે કરે છે.

રોકડ **અને જમાખર્ચી** રકમનો ખુલાસો કલમ ૧૭–૧૮માં જુઓ.

**૪ થા સવાલનો જવાબ:**—આમાં આપેલી રકમનો માસિક મેળ એટલે આવરો બનાવવાને કહેલું છે. પરંતુ તેમાં રોકડમેળ ને નોંધ બનાવી તે

પરથી આવરો કરવાને કહેલું નથી, માટે આવરાને બદલે **એઠોમેળ** બનાવવો.

**અ.** સવાલ પરથી સમજાય છે કે દુકાન કેટલા વખતથી ચાલે છે, પરંતુ તેનું દેવુંલે'ણું તેમજ માલની ચોક્કસ થાપણુ ન આપતાં ફક્ત એક માસનો માસિક મેળ માગે છે. માટે સિલક તથા માલનું જમાખર્ચ માલિકને નામે નાંખવાની જરૂર નથી. આપણી પાસે પાછલું નામું તૈયાર છે એમ ધારી લેવું.

**બ.** કલમ ૫૮ ને ૬૩ જુઓ. **ક.** કલમ ૩૫ જુઓ. **ડ.** કલમ ૪૫ જુઓ.

---

## મનોયત્ન ૩.

## નામાના પ્રશ્નો સમજુતી સહિત.

૧. પરી. ગિરધર દેવચંદના રૂ. ૧૨૫) દેવા છે, શાહ નથુ હરખચંદ પાસે રૂ. ૨૦૧) લે'ણા છે, અને ગોળ મણ ૨૫) દા. રૂ. ૪) ના ભાવનો જણસે છે; આનો જમાખર્ચ રોજમેળમાં નાંખો.

ઉત્તર—પરી. ગિરધર દેવચંદના રૂ. ૧૨૫) જમા કરી પોતાને નામે ઉધારવા, શાહ નથુ હરખચંદને ખાતે રૂ. ૨૦૧) ઉધારી પોતાને નામે જમા કરવા, અને ખરીદ ખાતે ગોળના રૂ. ૧૦૦) ઉધારી તે પણ પોતાને નામે જમા કરવા.

૨. શાહ નથુ હરખચંદનો ગુમાસ્તો રૂ. ૧૦૦) ભરી ગયો; તેમાં રૂ. ૧) ખોટો નીકળ્યો, તે ગુમાસ્તો પાછો લઇ ન ગયો, પણ શેઠને પૂછવા પર રાખ્યું; બીજે દિવસે ગુમાસ્તો લઈ ગયો.

ઉ.—શાહ નથુ હરખચંદને ખાતે રૂ. ૧૦૦) જમા કરવા, પેટામાં જણાવવું કે રૂ. ૯૯) રોકડા, ને રૂ. ૧) ખોટો ઉપર ટપકે રાખ્યો, બીજે દિવસે રૂ. ૧) તેમને ખાતે ઉધારી પાછો આપવો.

૩ પા. મીઠા શંભુએ આપણે ખાતે લખાવી શાહ મનોરદાસ કસળચંદની દુકાનેથી રૂ. ૯ાાૣ નું કાપડ લીધું, તથા રૂ. ૧૦) આપણી કબુલત નખાવીને લીધા.

ઉ.—શાહ મનોરદાસ કસળચંદના રૂ. ૯ાાૣ+૧૦ જમા થાય, અને પા. મીઠા શંભુને ખાતે તે રકમ ઉધરે.

૪. પા. મીઠા શંભુને બાજરો મણ ૨૦) દા. રૂ. ૧ાાૣ લેખે આપ્યો, તેમાં રૂ. ૧૦) રોકડા આવ્યા, એક મણ ગોળ તેણે રૂ. ૪) ને ભાવે આપ્યો,

અને બાકીના રૂપિયા શાહ મનસુખ સુરચંદને કબુલાવ્યા; ગોળ ઘેર લાવતાં રૂ. ૦)ાા મજુરી બેઠી.

ઉ.—પા. મીઠા શંભુને ખાતે બાજરાના રૂ. ૩૭ાા ઉધારી વકરા ખાતે જમા કરવા; અને તેમને ખાતે રૂ. ૧૦+૪+૨૩ાા જમા થઈ રૂ. ૪) ગોળની ખરીદ ખાતે; ને રૂ. ૨૩ાા કબુલાતના શાહ મનસુખ સુરચંદને ખાતે ઉધરે; ગોળની મજુરીના ૦)ાા પણ ગોળની ખરીદી ખાતે ઉધરે.

૫. શાહ નથુ હરખચંદનું ઘી મણ ૧૦) દા. રૂ. ૧૮ાા ને ભાવે લઇ, તે બદલ ગોળ મણ ૪૦) દા. રૂ. ૪ાાૢ ને ભાવે આપ્યો.

ઉ.—રૂ. ૧૮૭ાા ઘીની ખરીદી ખાતે ઉધરે, ને રૂ. ૧૮૭ાા ગોળના વકરા ખાતે જમા થાય.

૬. શાહ લલ્લુ મનોરદાસના લખવાથી શાહ નથુ હરખચંદને ગોળ મણ ૧૦) દા. રૂ. ૪ા ને ભાવે, તથા ઘી મણ ૫) દા. રૂ. ૧૮ાા ને ભાવે આપ્યું.

ઉ.—ગોળના રૂ. ૪૨ાા ને ઘીના રૂ. ૯૨ાા મળી કુલ રૂ. ૧૩૫) શાહ લલ્લુ મનોરદાસને ખાતે ઉધારવા, વિગતમાં જણાવવું કે તમારા જવાબથી શાહ નથુ હરખચંદને આપ્યું; પછી રૂ. ૪૨ાા ગોળના વકરા ખાતે, ને રૂ. ૯૨ાા ઘીના વકરા ખાતે જમા કરવા.

૭. જુનાં વાસણ શેર પાાૢ દા. રૂ. ૦ા લેખે વેચ્યાં; તેમાં રૂ. ૧ાૣાા ઉમેરી પિત્તળનું તપેલું એક લીધું.

ઉ.—જુનાં વાસણનો રૂ. ૧ાૣાા ખર્ચ ખાતે જમા થાય, ને રૂ. ૨ાાા પિત્તળના તપેલાના, ખર્ચ ખાતે ઉધરે.

૮. ઘર સંચરામણ રૂ. ૦ાા પગી નાથા બહેચરને આપ્યો, તથા નળીઆં નં. ૨૦૦૦ દા. રૂ. ૩ા ને ભાવે રોકડેથી કુંભાર મનજી જુઠાનાં લીધાં.

ઉ.—રૂ. ૦ાા+૬ાા=૭) ખર્ચ ખાતે ઉધરે.

૯. ડાંગર કળશી ૨) દા. ૧૫) ને ભાવે રોકડેથી ખાવા માટે લીધી; તેમાંથી મણ ૮) રોકડેથી શાહ કાળિદાસ છગનલાલને આપી, અને મણ ૪) શાહ છોટાલાલ છગનલાલને આપી, તેના પૈસા આવવા બાકી રહ્યા છે.

ઉ.—રૂ. ૩૦) ખર્ચ ખાતે ઉધરે, ને રૂ. ૭ાા+૩ાા ખર્ચ ખાતે જમા થાય, ને રૂ. ૩ાા શાહ છોટાલાલને ખાતે ઉધરે.

૧૦. આપણા ખાતાદાર પગી મેઘજી ભલાને ઘર ખર્ચે લીધેલા ઘઉં-માંથી ૫) મણ ઘઉં દા. રૂ. ૨) ને ભાવે આપ્યા; તે રૂ. ૮) રોકડા આપી ગયો, અને રૂ. ૧૦) શાહ મનસુખ સુરચંદને કબુલાવતો ગયો.

ઉ.—રૂ. ૧૦) મેઘજીને ખાતે ઉધારી ખર્ચ ખાતે જમા થાય; પણી મેઘજીના રૂ. ૮+૧૦ જમા થાય, ને રૂ. ૧૦) શાહ મનસુખને ખાતે ઉધારે.

૧૧. કંસારા અમથા દેવજીને ત્યાંથી તાંબાનું પવાલું નંગ ૧) મણુ ૧) ૫ નું દા. રૂ. ૨૨ાા લેખે લીધું; તેમાં રૂ. ૧૫) રોકડા આપ્યા, ને બાકીની રકમ લેણા પેટે વસુલ લીધી.

ઉ.—કંસારા અમથા દેવજીને ખાતે પેટામાં રૂ. ૨૫ા૮ જમા કરી, રૂ. ૧૫) રોકડી આપેલ રકમ બાદ કરી બાકીની રકમ રૂ. ૧૦ા૮ માથે ચડાવવી; ને ઉધારમાં રૂ. ૨૫ા૮ ખર્ચ ખાતે ઉધરે.

૧૨. સોપારી મણુ ૩) દા. રૂ. ૮) ને ભાવે ખર્ચ ખાતે લીધી; તેમાંથી મણુ ૧) વપરાયા પછી મણુ ૨) સત્તર આની કરી રોકડેથી વેચી નાંખી; વેચેલી સોપારીમાંથી મણુ ૦ાા પાછી આવી તે વેપાર માટે રાખી.

ઉ.—રૂ. ૨૪) ખર્ચ ખાતે ઉધરે, મણુ ૨) સોપારીના રૂ. ૧૭) ઉપજ્યા તે ખર્ચ ખાતે જમા થાય, મણુ ૦ાા સોપારીના રૂ. ૪ા આપ્યા તે ખરીદ ખાતે ઉધરે.

૧૩. મામલતદાર સાહેબને ત્યાં ઇનકમટેક્સના રૂ. ૨૦) ભર્યા.

ઉ.—રૂ. ૨૦) ઇનકમટેક્સના ઘરખર્ચ ખાતે ઉધરે.

૧૪. હેમની કંઠી રૂ. ૧૫૦) માટે રોકડેથી વેચી.

ઉ.—રૂ. ૧૫૦) દાગીના ખાતે જમા થાય.

૧૫. ચિ. રમણુલાલના લગ્નમાં ઘી મણુ ૨ાા દા. રૂ. ૨૦) ને ભાવે, ખાંડ મણુ ૫) દા. રૂ. ૪ાા ને ભાવે, ને પરચૂરણુ સામાન રૂ. ૧૫૦) નો નાત જમાડવા લીધો; ચિ. રમણુલાલને રૂ. ૭૫) મોસાળામાં તેના મામાએ આપ્યા, રૂ. ૧૨૫) પરચૂરણુ ચાંલ્લાના આવ્યા, અને રૂ. ૨૦૧) વહેવાઇ તરફથી પહેરામણીમાં મળ્યા. ચિ. રમણુલાલની વહુને રૂ. ૧૦૦૧)ના દાગીના રોકડેથી લેઇ આપ્યા.

ઉ.—ચિ. રમણુલાલના **લગ્નખર્ચ** ખાતે નાત જમાડયાના રૂ. ૫૦+૨૨ાા+૧૫૦=૨૨૨ાા, ને પલ્લાના દાગીનાના રૂ. ૧૦૦૧) ઉધરે, અને ચાંલ્લા ખાતે રૂ. ૭૫+૧૨૫+૨૦૧=૪૦૧ જમા થાય. ( પરચૂરણુ ચાંલ્લાની યાદી રાખવી જોઇએ.)

૧૬. પા. માઠા શંભુને ત્યાંથી ડાંગર કળશી ૫) દા. રૂ. ૨૦) ને ભાવે રોકડેથી લાવ્યા; તેમાંથી કળશી ૧) ઘેર ખાવા સારૂ લેઇ ગયા, ને કળશી ૪) દુકાને વેપાર સારૂ લઇ ગયા.

ઉ.—રૂ. ૨૦) ખર્ચ ખાતે, ને રૂ. ૮૦) ખરીદ ખાતે ઉધરે.

૧૭. ડભોઇના શાહ માણેકલાલ પ્રભુદાસે આપણા પર રૂ. ૨૦૦)નો મનીઓર્ડર મોકલી ડાંગર મંગાવી. આપણે પા. મીઠા શંભુને ત્યાંથી ડાંગર કળશી ૧૦) દા. રૂ. ૨૦)ને ભાવે ઉધારે લાવી ડભોઇ મોકલી. મોકલતાં નીચે પ્રમાણે ખર્ચ રોકડેથી થયું.

રૂ. ળા ના કોથળા શણુના નં. ૪૦, રૂ. ૦)≡ સુતળી શેર ૧, રૂ. ૦ા શિવાઇની મજુરી, અને રૂ. ૦ા– ગાડીભાડું થયું.

ઉ.—શાહ માણેકલાલને ખાતે મનીઓર્ડરના રૂ. ૨૦૦) જમા થાય, પા. મીઠા શંભુને ખાતે ડાંગર રૂ. ૨૦૦)ની જમા થઇ, શાહ માણેકલાલને ખાતે ઉધરે, તે સિવાય ખરાજાતના રૂ. ૮ા પણ માણેકલાલને ખાતે ઉધરે.

૧૮. સર્વે નં. ૧૨૫ નું ખેતર પા. મીઠા શંભુને ગણોતે આપેલું, તેની સાંથના રૂ. ૫૦) આવ્યા, અને સરકારને વીઘોટીના રૂ. ૧૦) ભરવા પડયા.

ઉ.—ગણોત ખાતે રૂ. ૫૦) જમા થાય, ને તેજ ખાતે વીઘોટીના રૂ. ૧૦) ઉધરે.

૧૯. રસ્તામાંથી રૂ. ૦ા જડયો.

ઉ.—અનામત ખાતે રૂ. ૦ા જમા રાખવો. માલિક મળેથી અનામત ખાતે ઉધારીને તેને આપવો; માલિક ન મળે તો અનામત ખાતે ઉધારી સરકારમાં ભરી દેવો. આવી રકમ વટાવ ખાતે જમા લઇ ઘરમાં રાખવાથી કાયદેસર ગુન્હેગાર થઇએ.

૨૦. ગીરનાર લોટરીની નં. ૯૩૫ ની ટિકીટ રૂ. ૨) આપીને દલાલ બહેચર ધરમચંદ પાસેથી લીધી.

ઉ.—આ ખર્ચ નફાની લાલચે કરેલ છે; સબબ રૂ. ૨) સોરટી ખાતે ઉધારાય.

**ટીપ:**—નંબર પાકેથી આમાં નફો મળે તો તે સોરટી ખાતે જમા થાય, નફો મંગાવતાં ખર્ચ થાય તે સોરટી ખાતેજ ઉધરે, વર્ષ આખરે આ ખાતું માંડી વળાય.

૨૧. જમાઇને રૂ. ૫) ચાંલ્લો કરી આપ્યા, અને દીકરાને તેને સાસરેથી રૂ. ૧૧) મળ્યા.

ઉ.—રૂ. ૫) ખર્ચ ખાતે ઉધરે, ને રૂ. ૧૧) વટાવ ખાતે જમા થાય.

૨૨. જુના સિક્કાના રૂ. ૨૦૦) અડધા હોકડા વટાવથી લઇ નવા સિક્કાના રૂપિયા આપ્યા.

ઉ.—રૂપિયાનો મોબદલો કરતાં રૂ. ૧) મળ્યો, તે વટાવ ખાતે જમા કરવો.

૨૩. સો સો રૂપિયાની પાંચ નોટો દા. રૂ. ૯૯ાા ને ભાવે રાખી.

ઉ.—રૂ. ૧ા નફો મળ્યો તે વટાવ ખાતે જમા થાય.

૨૪. પરી. પાનાચંદ કુબેરને ત્યાં રૂ. ૧૨૫) ભરતાં તે ઘસાયલા હોવાથી સેંકડે રૂ. ૯૯ાા ને ભાવે આપ્યા.

ઉ. પરી. પાનાચંદને ખાતે રૂ. ૧૨૪ા꠶, ને વટાવ ખાતે રૂ. ૦ા~ ઉધરે.

૨૫. કપાસીઆ મણ ૧૦૦) દા. રૂ. ૧)꠶ લેખે રાખ્યા, તે તરત રૂ. ૧)꠶ ને ભાવે વેચી નાંખ્યા. આમાં નફાના પૈસા શાહ છગનલાલ હરિભાઇ પાસે લેંણા રહ્યા છે.

ઉ.—આમાં રૂ. ૧ા~ નફો રહ્યો, તે શાહ છગનલાલ હરિભાઇને ખાતે ઉધારી, વટાવ ખાતે જમા થાય.

૨૬. ફરામજી પીટીટ મીલનો એક શેર મારી પાસે હતો, તેના નફાના રૂ. ૮૦) આવ્યા, તે લઇ તે શેર રૂ. ૧૬૨૫) માટે વેચી નાંખ્યો.

ઉ.—શેરના નફાના રૂ. ૮૦) આવ્યા તે ફરામજી પીટીટ મીલના વ્યાજ ખાતે જમા થાય, ને શેર વેચતાં રૂ. ૧૬૨૫) આવ્યા તે ફરામજી પીટીટ મીલના શેરના વકરા ખાતે જમા કરાય.

૨૭. પોણા દોકડાની અને ૧૨ આનાની તેરીખમાં ફેર શો ?

ઉ.—કાંઇ ફેર નથી. મહિને સો રૂપિયાનું ૧૨ આના વ્યાજ, અથવા મહિને એક રૂપિયાનું ૦ાા દોકડો વ્યાજ એ સરખું જ છે.

૨૮. રૂા. ૨૦૧) પા. બહેચર નરોત્તમને તેમનું ઘર ગીરો લઇ ધીર્યા. રૂપિયાનું વ્યાજ નહિ, ને ઘરનું ભાડું નહિ.

ઉ.—પા. બહેચર નરોત્તમને ખાતે રૂ. ૨૦૧) ઉધારી તેમાં સઘળો કરાર નોંધવો.

૨૯. ત્ર. હરિવલ્લભ નરભેરામને રૂ. ૫૦૧) સેંકડે ૪ આના હકસાઇ (મંડામણી)થી આઠ આના વ્યાજે ધીર્યા.

ઉ.—ત્ર. હરિવલ્લભને ખાતે રૂ. ૫૦૧+૧ા હકસાઇનો મળી રૂ. ૫૦૨ા ઉધારી, રૂ. ૧ા હકસાઈનો વ્યાજ ખાતે જમા કરવો; રૂપિયા ઉધારતી વખત વ્યાજનો કરાર તેમાં નોંધવો.

૩૦. શાહ બહેચર ધરમચંદની દુકાન રૂ. ૧૫૧) થી કબજા ગીરો

રાખેલ, તે રૂ. ૩૦૧)માં વેચાણ રાખી બાકીના રૂપિયા ગણી આપ્યા. દુકાનનો વેચાણ દસ્તાવેજ કરાવતાં રૂ. ૫) ખર્ચ થયો.

ઉ.—શાહ બહેચર ધરમચંદને હાલ રૂ. ૧૫૦) આપ્યા, તે તેમને ખાતે ઉધારી, રૂ. ૩૦૧)ની દુકાન તેમને ખાતે જમા કરી દુકાનની ખરીદી ખાતે ઉધારવા; ને ખત કરામણીના રૂ. ૫) પણ દુકાન ખરીદી ખાતે ઉધરાય.

૩૧. શાહ મનસુખ જેચંદ પાસે રૂ. ૨૨૫) માગશર શુદ ૨ ના લેણા છે. તેનું આસો વદ ૦)) સુધી રામ ૮ લેખે વ્યાજ ગણો. કુલ લેણા પેટે રૂ. ૭૫) રોકડા આવ્યા.

ઉ.—રૂ. ૨૨૫) મા. ૧૦॥ ૧૩ લેણા રહ્યા, તેનું ૮ આનાની તેરીખે રૂ. ૧૨। ૫ વ્યાજ થયું, તે શાહ મનસુખ જેચંદને ખાતે ઉધારી વ્યાજ ખાતે જમા કરવું; પછી રૂ. ૭૫) આવેલા મનસુખ જેચંદને ખાતે જમા કરો.

૩૨. શાહ કમળશી પાનાચંદ તથા શાહ ઉમેદચંદ કમળશીને નામે રૂ. ૨૦૦) લેણા છે, રૂ. ૧૦) વ્યાજના થયા. હિસાબ કરી બાકી શાહ ઉમેદચંદ કમળશીના નામની કાઢવી છે તેનો જમાખર્ચ નાંખો.

ઉ.—વ્યાજના રૂ. ૧૦) બંનેને ખાતે ઉધરી વ્યાજ ખાતે જમા થાય, પછી કુલ લેણી રકમ બંનેને ખાતે જમા થઇ શાહ ઉમેદચંદ કમળશીને ખાતે ઉધરે.

૩૩. ત્ર. મનસુખ હરિવલ્લભના રૂ. ૫૦૦) સંવત ૧૯૬૭ના આસો વદ ૦))ના દેવા છે, તેનું સં. ૧૯૬૮ ના આસો વદ ૦)) સુધી છ આનાની તેરીખે વ્યાજ ગણો. કુલ દેવા પેટે રૂ. ૧૦૦) નવે ખાતે બાકી મૂકાવી, બાકીના રૂપિયા રોકડા આપ્યા.

ઉ.—રૂ. ૫૦૦)ના બાર માસના ૬ આનાની તેરીખે વ્યાજના રૂ. ૨૨॥ થયા, તે ત્ર. મનસુખ હરિવલ્લભને ખાતે જમા કરી વ્યાજ ખાતે ઉધારવા. કુલ દેવા રૂ. ૫૨૨॥ થયા તે ત્ર. મ. હ. ને ખાતે ઉધારવા, તેમાં પેટામાં રૂ. ૪૨૨॥ રોકડા ને રૂ. ૧૦૦) નવે ખાતે બાકી મૂકયા જણાવી, ત્ર. મ. હ. ને ખાતે રૂ. ૧૦૦) જમા કરવા.

૩૪. મારે અમદાવાદમાં મેસર્સ ચીમનલાલ ચુનીલાલની કંપની પર રૂ. ૫૦૦) મોકલવા છે. તે સારૂ મેં કોઠારી મણીલાલ ધારશીને ચાર આના ઉપર ભાવે રૂ. ૫૦૧। ભરી, મુંબઇના શેઠ મોતીચંદ જેઠાભાઇ પરની રૂ. ૫૦૦)ની શાહજોગ હુંડી લઇ અમદાવાદ બીડી. મેસર્સ ચીમનલાલની કંપનીએ તે હુંડી દા. રૂ. ૯૯॥ને ભાવે વટાવી નાણાં મારે ખાતે જમા કર્યાં.

ઉ.—મેસર્સ ચીમનલાલની કંપનીને ખાતે રૂ. ૫૦૦) ની હુંડી, અને વટાવ ખાતે હુંડીઆમણુનો. રૂ. ૧૧ ઉધરે. અમદાવાદનો જવાબ આવેથી મેસર્સ ચીમનલાલની કંપનીને ખાતે ઓછો ઉપજેલ રૂ. ૧૧ જમા લઇ વટાવ ખાતે ઉધરે.

૩૫. મારા, મુંબઈ મેસર્સ એન. એમ. ત્રિપાઠીની કંપની પાસે રૂ. ૧૦૦ ) લેંણા છે, તે મંગાવવા માટે મેં કોઠારી ચુનીલાલ ટોકરશીને રૂ. ૯૯ાા લઇ રૂ. ૧૦૦ ) ની હુંડી ત્રિપાઠી પર લખી આપી, તેમણે શિકારી રાખ્યાવાળાને નાણાં આપ્યાં.

ઉ.—ત્રિપાઠીને ખાતે રૂ. ૧૦૦ ) જમા લઈ હુંડીઆમણ ખાતે રૂ. ૦ાા ઉધારવો.

૩૬. મારે કપડવણુંજ ૧૦૦૦ ) લઇ જવા છે, તે માટે મેં ગોંડલમાં કોઠારી મણીલાલ ધારશી પાસેથી ઉપરને ભાવે બે આના ભરી રૂ. ૧૦૦૦ )ની હુંડી મુંબઇની શાહજોગ કરાવી લઇ સાથે લીધી. તે હુંડી કપડવણુંજમાં દા. રૂ. ૧૦૦ )ॽ ના ભાવે વેચી.

ઉ.—હુંડીની ખરીદી ખાતે રૂ. ૧૦૦૧ા પ્રથમ ઉધારાય, ને વેચાયે રૂ. ૧૦૦૦ાાॽ હુંડીના વકરા ખાતે જમા થાય. તેમાં વિગત બરાબર નોંધવી.

૩૭. અનામત ખાતાનો ઉપયોગ ક્યારે કરાય ?

ઉ.—આવેલી રકમ કોને ખાતે જમા કરવી તે જણાઇ ન આવે, અથવા તે વાંધા ભરેલી હોય, તો તે રકમ **અનામત ખાતે** જમા રાખી પેટામાં હકદાર આશામીનાં નામ નોંધાય છે. નક્કી થયે અનામત ખાતે ઉધારી હકદાર આશામીને ખાતે જમા થાય.

૩૮. તસલમાત ખાતાનો ઉપયોગ ક્યારે કરાય ?

ઉ.—આપેલી રકમ કોને ખાતે ઉધારવી, તે ચોક્કસ ન હોય તો વેપારીઓ ઉબળેક તરીકે તેનો જમા ખર્ચ નાખે છે, સરકારી નામામાં આવી રકમો **તસલમાત** કે **એડવાન્સ** ખાતે ઉધરાય છે. ખર્ચ નાખવાનું ચોક્સ થયે તસલમાત ખાતે જમા કરી પાકે ખાતે ઉધારે છે.

૩૯. રવાનગી ખાતાનો ઉપયોગ ક્યારે કરાય ?

ઉ.—સરકારી નામામાં ભરણું ભરવા મોકલે તેની પાકી પહોંચ આવતાં સુધી તે ભરણું **રવાનગી** ખાતે ઉધરાય. છે. પહોંચ આવેથી રવાનગી ખાતે જમા કરી પાકે ખાતે તે રકમ ઉધારે છે. કેટલાક વેપારીઓ આવે વખતે **હથુખાતા**નો ઉપયોગ કરે છે. (કલમ ૬૯ જુઓ.)

૪૦. રોજમેળનાં પહેલાં ચાર મનોયત્નની ખાતાવહી પરથી **કાચું સરવાયું** કાઢો. ( પૃષ્ઠ ૧૦૩ જુઓ. )

**કાચું સરવાયું સંવત ૧૯૪૧ ના ફાગણ શુદ ૧.**

| જ | ઉ |
|---|---|
| ૫૦૦) મોદી ડોસાભાઇ ગોરધનદાસ ખા. પા. ૨. | ૨૦૦) શાહ. મનસુખ સુરચંદ ખા. પા. ૨. |
| ૫૦૦) વોરા હીદાચંદ વખતચંદ ખા. પા. ૨. | ૧૦૦) પરી. ગિરધર દેવચંદ ખા. પા. ૩. |
| | ૨ાા શ્રી ચાંલ્લા ખાતે ખા. પા. ૩. |
| ૨૦૦) પરી. પાનાચંદ કુબેરદાસ ખા. પા. ૨. | ૨૩ાા≈શ્રી દાગીના ખાતે ખા. પા. ૩. |
| | ૪૦૫) શ્રી ઇમારત ખાતે ખા. પા.૩. |
| ૧૫ાાા≈ શ્રી બાજરા ખાતે ખા. પા. ૮. | ૧૨૭ાા≈શ્રી ઘી ખાતે ખા. પા. ૭. |
| | ૨૦૦) શ્રી ઘઉં ખાતે ખા. પા. ૮. |
| ૪૫) શ્રી પગાર ખાતે ખા. પા. ૯. | ૬ાા−શ્રી ખર્ચ ખાતે ખા. પા. ૮. |
| ૯ા શ્રી વટાવખાતે ખા. પા. ૯. | ૦ાા−શ્રી ધર્માદા ખાતે ખા. પા.૯. |
| | ૧૩) શ્રી ખરીદ ખાતે ખા. પા. ૯. |
| ૧૨૭૦)≈ | ૧૦૭૮ાાા≈ |
| | ૧૯૧ા શ્રી જણસે. |
| | ૧૨૭૦)≈ |

૪૧. ચૈત્ર માસના એઠામેળની ખાતાવહી પરથી **ખાતાંવાર માસિક તારીજ** કરો. ( કલમ ૧૫૮ જુઓ. )

| | જમા. | ઉધાર. |
|---|---|---|
| વોરા. હીરાચંદ વખતચંદ. | ૨૧૬ા≈ | ૧૮૧ાાા≈ |
| પરી. પાનાચંદ કુબેરદાસ. | ૦ | ૨૦૦) |
| શાહ. મનસુખ સુરચંદ. | ૦ | ૪) |
| પરી. ગિરધર દેવચંદ. | ૧૦૦) | ૦ |
| પગી. રઘનાથ ચાંદા. | ૦ | ૫) |
| શાહ. નથુ હરખચંદ. | ૭ાા | ૦ |
| પગી. મેઘજી ભલા. | ૪) | ૪) |
| પા. ભૂલા પૂજા. | ૨૧૦૦) | ૦ |
| શ્રી ઘીના ખરીદ વકરા ખાતે. | ૮૧ાાા≈ | ૧૬ા≈ |
| શ્રી ઘઉંના ખરીદ વકરા ખાતે. | ૦ | ૨૧૦૦) |
| શ્રી વટાવ ખાતે. | ૧ાા | ૦ |
| | ૨૫૧૧ા | ૨૫૧૧ા |
| સિલક. | ૧૬૫૩ાાૃ | ૧૬૫૩ાાૃ |
| | ૪૧૬૪ાાૃ | ૪૧૬૪ાાૃ |



# ભાગ ૨ જો.

## એક ચોપડે નામું રાખવા વિષે.

**૧૭૦. બેઠી ખાતાવહી:**—ખેડુવર્ગ તથા જે વેપારીને લેવડદેવડ ઘણી થતી ન હોય, એવા લોકો ફક્ત એક ચોપડો ખાતાવહી જેવો રાખે છે; તેને **બેઠી ખાતાવહી** ( ઠામ ખાતાનો કે બેઠા ખાતાનો ચોપડો ) કહે છે. તેમાં ખાતાવહી મુજબ ખાતાં પાડવામાં આવે છે; ને તેની અંદર દરેક ખાતાદાર સાથે લેવડદેવડના પ્રમાણમાં જગ્યા રાખે છે. તેમાં જે રકમ આવે કે જાય તે, તે ખાતાદારના ખાતામાં પ્રથમ મિતિ લખી વિગતવાર લખવામાં આવે છે.

પરી. પાનાચંદ કુબેરદાસનું ખાતું. સંવત ૧૯૪૧.

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૨૦૦) | કાર્તક શુદ ૧ વાર રવેઉ. રોકડા મુંબઇગરા તમારી વતી શાહ. મનોરદાસ કસળચંદે ભર્યા. | ૨૦૦) | ચૈત્ર શુદ ૧૫ વાર સોમે. હવાલો નં. ૧ વોરા હીરાચંદ વખતચંદને ખા. જ. કરીને. |
| | ૨૦૦) | | ૨૦૦) |

નીચે આપેલા સવાલો પરથી **બેઠી ખાતાવહી** બનાવો. ( કલમ ૪૫–૩ જુઓ. )

૧. અષાડ શુદ ૨. મોદી ડોસાભાઇ ગોરધનદાસના રૂ. ૧૦૦) દોકડાની તેરીખે વ્યાજે લીધા. ખુંટીઆ બે રૂ. ૪૫) ના લીધા. ખાતર રૂ. ૧૭) નું, બીમાં ડાંગરનું તરૂ રૂ. ૩)નું, અને ઘરખર્ચે રૂ. ૩)નું ઘી તથા ગોળ લીધો.

૨. અષાડ શુદ ૫. ખાતરનું તણામણ રૂ. ૫) ને બીના રૂ. ૩) થયા. ઘર ખર્ચે માટે બાજરો મણ ૧૦) મોદી ડોસાભાઇ ગોરધનદાસને ત્યાંથી દર મણ રૂ. ૨) ને ભાવે ઉધાર લાવ્યા.

૩. અષાડ શુદ ૧૧. બી વાવવાનું ખર્ચ રૂ. ૮ ), અને રૂ. ૨) ક્યારડાની દુરસ્તીના થયા.

૪. શ્રાવણ શુદ ૭. પા. મીઠા શંભુના રૂ. ૪૦ ) બાર આનાની તેરીખે વ્યાજે લીધા. નીંદામણ ખર્ચ રૂ. ૧૦ ) તથા ઘરખર્ચ રૂ. ૫ ) થયું.

૫. ભાદરવા શુદ ૧૫. ઘઉંચણાનું બી રૂ. ૫) નું તથા ઘરખર્ચ રૂ. ૪) થયું.

૬. આસો શુદ ૫. ટોયા ખર્ચ રૂ. ૫ ), ને લણણી ખર્ચ રૂ. ૧૦) થયું.

૭. માગસર શુદ ૨. ખાણ દુરસ્તીનું ખર્ચ રૂ. ૪ ) થયું. બાજરો મણ ૨૫ ) દા. રૂ. ૧ાા– લેખે, ડાંગર મણ ૪૦ ) રૂ. ૧ાા લેખે, અને કપાસ

મણ ૫૦ ) દા. રૂ. ૩॥ લેખે રોકડેથી વેચ્યો. વીઘોટીના રૂ. ૫૫ ) અને લોકલ-ફંડના રૂ. ૩–૭–૦ સરકારમાં ભર્યા.

૮. પોષ શુદ ૭. પા. મીઠા શંભુના ખાતાનો વ્યાજનો રૂ. ૧॥ થયો, કુલ દેવા રૂ. ૪૧॥ નીકળ્યા તે ચૂકવી આપ્યા.

૯. ફાગણ શુદ ૨. મોદી ડોસાભાઇ ગોરધનદાસને ઘઉં મણ ૨૫) દા. રૂ. ૨ ) લેખે, તથા ચણા મણ ૨૦ ) દા. રૂ. ૧)= લેખે આપી ખાતામાં જમા કરાવ્યા. રૂ. ૧૦૧ ) નો કયારડો એક વેચાણ રાખ્યો.

મોદી ડોસાભાઇ ગોરધનદાસનું ખાતું. સંવત ૧૯૬૮.

| જ | ઉ |
|---|---|
| ૧૦૦) અષાડ શુદ ૨ ને રોજ ખેતી તથા ઘરખર્ચ માટે રોકડા વ્યાજે લીધા તે. | ૭૨॥ સંવત ૧૯૬૯ ફાગણ શુદ ૨. |
| | ૫૦) ઘઉં મણ ૨૫) દા. રૂ. ૨) લેખે. |
| ૨૦) અષાડ શુદ ૫ ને રોજ બાજરો મણ ૧૦) દા. રૂ. ૨) લેખે ઘરખર્ચ માટે લીધા તેના. | ૨૨॥ ચણા મણ ૨૦) દા. રૂ. ૧)= લેખે. |
| | ૭૨॥ હા. પોતાને. |

શ્રી ખેતરની ઉપજખર્ચ ખાતું. સંવત ૧૯૬૮.

| જ | ઉ |
|---|---|
| ૨૯૦।– સં. ૧૯૬૯ માગશર શુદ ૨. | ૬૫) અષાડ શુદ ૨. |
| ૪૫।– બાજરો મણ ૨૫) દા. રૂ. ૧॥।– લેખે. | ૪૫) ખુંટીઆ બે પા. વાઘજી મીઠાભાઇના રોકડેથી લીધા તેના. |
| ૭૦) ડાંગર મણ ૪૦) દા. રૂ. ૧॥ લેખે. | ૧૭) ખાતરનો ઉકરડો પા. જેસંગ ધરમદાસનો ઉધડો લીધો તેના. |
| ૧૭૫) કપાસ મણ ૫૦) દા. રૂ. ૩॥ લેખે. | ૩) ડાંગરનું તરૂ વ્યાસ મૂળજી આત્મારામનું લીધું તેના. |
| ૨૯૦।– હા. પરી. ગિરધર બાલાભાઇને આપ્યાં તેના હિસાબ ચૂકતે રોકડા આવ્યા. | ૬૫) |
| | ૮) અષાડ શુદ ૫. |
| | ૫) ઉકરડાનું ખાતર ખેતરમાં નંખાવ્યું તેના તણામણના પગી મેઘજી ભલાને. |
| | ૩) બી વાવવા માટે બાજરો મણ ૨) શાહ લખમીચંદ દીપચંદને ત્યાંથી. |
| | ૮) |

૧૦) અષાડ શુદ ૧૧.
૮) વાવેતરના પગી. રઘનાથ ચાંદાને ઉધડ ઠરાવેલા તે.
૨) ડાંગરના ક્યારડાની દુરસ્તીના.

૧૦)

૧૦) શ્રાવણ શુદ ૭.
૧૦) નીંદામણના પરચૂરણ દાડીઆને.

૫) ભાદરવા શુદ ૫.
૫) ઘઉંચણા વાવવા સારૂ પા. બાપુજી મનોરદાસને ત્યાંથી.

૧૫) આસો શુદ ૫.
૫) ટોયા ખર્ચના કોળી નાથાને.
૧૦) લણણી માટે મજુરો રાખ્યા તેના.

૧૫)

૬૨ા≈ સં. ૧૯૬૭ માગશર શુદ ૨.
૪) બાણ દુરસ્તીના.
૫૮ા≈વીઘોટીના રૂ. ૫૫) તથા લોકલફંડના રૂ. ૩ા≈ તલાટી હરિશંકરને મુખી સમક્ષ આપી પહોંચમાં વસુલ ભરાવ્યા.

૬૨ા≈

૧૦૧) ફાગણ શુદ ૨.
૧૦૧) ક્યારડો એક સર્વે નં. ૧૨૬ નો એકર ૧ાનો પા. નાથા ઝીણાનો વેચાણ રાખ્યો તેના.

શ્રી ખર્ચ ખાતું. — સંવત ૧૯૬૮.

જ — ઉ

૩) અષાડ શુદ ૨.
૩) ઘી તથા ગોળ શાહ લલ્લુ હરિભાઇને ત્યાંથી.

૫) શ્રાવણ શુદ ૭.
૫) પછેડી માટે ખાદી તા. સાલ્લો નં. ૧ લીધો તેના.

૪) ભાદરવા શુદ ૧૫.
૪) તેલ મણ ૦‌॥૬ લીધું તેના મોદી હરખજીને.

પા. મીઠાભાઈ શંભુદાસનું ખાતું. સંવત ૧૯૫૮.

| જ | ઉ |
|---|---|
| ૪૦) શ્રાવણ શુદ ૭ રોકડા વ્યાજ સમ ૧૨ લેખે લીધા તે. | ૪૧॥ સં. ૧૯૫૯ પોષ શુદ ૭ રોકડા હા. પોતાને. |
| ૧॥ સં. ૧૯૫૯ પોષ શુદ ૭ સુધી વ્યાજના. | |
| ૪૧॥ | ૪૧॥ |

**ટીપ:**—એઠી ખાતાવહીમાં જમાખર્ચી રકમો જે જે ખાતે જમા કે ઉધાર થાય છે, તે રકમો બીજે ખાતે ઉધાર કે જમા થતી નથી; માટે કાચાં ખાતાંમાં ખરૂં દેવુંલે'ણું માલમ ન પડે, વળી આ ચોપડા પરથી સિલક પણ ન મેળવાય; પણ પાકાં ખાતાંમાં ખરૂં દેવુંલે'ણું માલમ પડે છે.

**૧૭૧. જમાખર્ચનું પત્રક:**—વકીલ, વૈદ, ડૉકટર, મારફતીઆ, અને ખત વગેરે લખનારાઓ ઉપજખર્ચનો હિસાબ રાખવાને પત્રક રાખે છે. તેમાં ૧ માસ, ૨ તારીખ, ૩ જમા રકમની વિગત, ૪ રૂ. આ. પા., ૫ માસ, ૬ તારીખ, ૭ ઉધાર રકમની વિગત, ૮ રૂ. આ. પા. આ મુજબનાં ખાનાં રાખે છે.

## જમાખર્ચનું પત્રક.

માહે જાન્યુઆરિ ૧૯૧૩ નો મેળ.

| માસ. | તારીખ. | જમા રકમની વિગત. | રૂ. | આ. | પા. | માસ. | તારીખ. | ઉધાર રકમની વિગત. | રૂ. | આ. | પા. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| જાન્યુઆરિ. | ૨ | સિલક રોજ ગુદસ્તની. ... ... | ૮૦ | ૪ | ૬ | જાન્યુઆરિ. | ૨ | નોકરને ડીસેંબરના પગારના. ... | ૬ | ૦ | ૦ |
| | | ૩ દરદીની વિઝિટના મળ્યા. ... | ૩ | ૦ | ૦ | | | શાક દૂધમાં... ... ... ... | ૦ | ૨ | ૬ |
| | | દરદીઓને દવા આપી તેના આવ્યા. | ૪ | ૧૦ | ૦ | | | ઘી શેર ૩... ... ... ... | ૨ | ૦ | ૦ |
| | | | | | | | | ડાંગર કળશી ૧ ના. ... ... | ૨૦ | ૦ | ૦ |
| | | | ૮૭ | ૧૪ | ૬ | | | | ૨૮ | ૨ | ૬ |
| | | | | | | | | સિલક આવતા રોજ સારૂ... | ૫૯ | ૧૨ | ૦ |
| | | | | | | | | | ૮૭ | ૧૪ | ૬ |
| જાન્યુઆરિ. | ૩ | સિલક રોજ ગુદસ્તની. ... ... | ૫૯ | ૧૨ | ૦ | જાન્યુઆરિ. | ૩ | ‘ગુજરાતી’ ન્યુસપેપરના લવાજમના ૧૯૧૩ ના. ... ... ... | ૪ | ૧૩ | ૦ |
| | | એક દરદીની વિઝિટનો. ... ... | ૧ | ૦ | ૦ | | | શાહ વાડીલાલ છગનલાલને ઉછીના. | ૧૦ | ૦ | ૦ |
| | | દરદીઓને દવા આપી તેના આવ્યા. | ૩ | ૧૨ | ૦ | | | સેવિંગ બેંક ખાતે ભર્યા તે. ... | ૨૫ | ૦ | ૦ |
| | | | | | | | | ઘરભાડાના ગઇ સાલના... ... | ૧૫ | ૦ | ૦ |
| | | | ૬૪ | ૮ | ૦ | | | શાક દૂધના... ... ... ... | ૦ | ૨ | ૦ |
| | | | | | | | | ગરીબ વિદ્યાર્થીઓને પુસ્તક અપાવ્યાં | ૧ | ૮ | ૦ |
| | | | | | | | | | ૫૬ | ૭ | ૦ |
| | | | | | | | | સિલક આવતા રોજ સારૂ... | ૮ | ૧ | ૦ |
| | | | | | | | | | ૬૪ | ૮ | ૦ |

## छ चोपडे नामुं राखवा विषे.

**१७२. सराफी नामाना चोपडाः**—सराफी नामामां घणुंकरीने छ चोपडा रखाय छे. तेनां नाम. १. रोकडमेळ, २. नोंध, ३. आंकडावही, ४. आवरो, ५. खातावही, ६. व्याजवही. मोटा वेपारी पण एवाज चोपडा राखे छे.

**१७३. रोकडमेळः**—एनी अंदर दररोज जे रोकडी रकम आवे ने जाय, ते लखवामां आवे छे, सांजे सिलक काढवामां आवे छे. रोकडमेळ रोजमेळनी माफक लखाय छे.

**१७४. नोंधः**—जेनी अंदर रोकड सिवायनी सघळी जमाखर्ची रकम लखवामां आवे छे ते. ते बे जातनी छे. **१ जमानी नोंध, २. उधारनी नोंध.** जेने उधार करतां जमामां जमाखर्ची रकमोनुं नामुं वधारे आवतुं होय ते जमा नोंध राखे छे, अने जेने जमा करतां उधारमां जमाखर्ची रकमोनुं नामुं वधारे लखवुं पडतुं होय ते उधार नोंध राखे छे. परचूरण कापड, दाणा, वासण इत्यादि वेचनारा उधार नोंध राखे छे. ( अमे आ पुस्तकमां बंने नोंध राखी छे. )

केटलाक मोटा वेपारी जमा ने उधारनी जुदी जुदी नोंध राखे छे, ते साथे हुंडीनी नोंध पण जुदी राखे छे.

**१७५. नोंध लखवानी रीतिः**—जमानी नोंध लखवामां पहेलो सळ रुपियानो आंकडो भरवा माटे राखी, आखा पानां सुधी सळंग लीटी दोरी तेमां जेने खाते रकम जमा करवानी होय, तेनुं नाम मिति साथे लखवामां आवे छे, ने पेटामां जेने खाते ते रकम उधारवानी होय तेनुं नाम आवे छे. उधार नोंधमां जेने खाते ते रकम उधारवानी होय, तेनुं नाम मिति साथे मथाळे, ने पेटामां जेने खाते रकम जमा करवानी तेनुं नाम आवे छे.

हुंडीओनुं अगर मालनुं भरतियुं जमाउधार नांखवुं होय त्यारे मथाळे विगत लखी, जमा उधार एवां बे पासां पाडी बन्ने पासे विगत लखाय छे. एवी नोंधने **तारीजवाळी नोंध** कहे छे. टुंकी हकीकतमां तारीज करवामां आवती नथी, तेमां तो ज्यारे आवरो बनावे त्यारे जमा, उधारनी जेवी विगत लखवी जोइए तेवी लखे छे.

**१७६. आंकडावहीः**—रोकडमेळ तथा नोंधमां जमाखर्च थयेली रकमो जे चोपडामां खातावार खतवाय छे, तेने **आंकडावही** कहे छे. ते घणुंकरीने रोजनेरोज खतवे छे, तेने खतववानी रीत पाछळ खातावहीमां

આપેલી રીતના જેવીજ છે. કેટલાક લોકો એને **કાચી ખાતાવહી** કે **શુધાવહી** પણ કહે છે.

૧૭૭. **આવરો:**—રોકડમેળ તથા નોંધ પરથી એકંદર નામું કરવાનો ચોપડો. તેનું નામ **આવરો** ( માસિકમેળ ). જ્યારે આવરો કરીને ખાતાવહી કરી હોય, ત્યારે તે નામું પાકું કહેવાય; કેમકે તે નામું એક ચોપડે ભેગું થયું, વળી બીજીવાર થયું; તેથી નિર્ણય થઇ નક્કી થયું, માટે આવરો કરે તો ભૂલ રહે જ નહિ.

૧૭૮. **આવરો કરવાની રીતિ:**—આવરો રોકડમેળ ને નોંધ પરથી તૈયાર કરવામાં આવે છે, તેમાં પંદર દિવસ કે મહિનાનો રોકડમેળ પ્રથમ ઉતારવામાં આવે છે, ને એ ઉતારવામાં એક માણસની સઘળી રકમો સાથે લે છે, અને પેટામાં રોકડમેળનું પાનું તથા મિતિ જણાવવામાં આવે છે. તેમજ નોંધ પણ તેની પછી તે મુજબ ઉતારવામાં આવે છે, ને પેટામાં નોંધનું પાનું તથા મિતિ જણાવવામાં આવે છે. એટલે રોકડમેળ તથા નોંધ ઉતારતાં આવરામાં એક માણસનું ખાતું એકેક જ વાર જમા યા ઉધારમાં આવે છે. નોંધની જમાખર્ચી રકમો ઉધાર યા જમા કરવામાં પણ એક જાતની હોય તે સાથે લે છે. છેવટ છેલ્લા દિવસના રોકડમેળ પ્રમાણે સિલક મળે તો આવરો ખરો જાણવો.

જેને આવરામાં મેળ મેળવતાં સરવાળા બહુ મોટા કરવા પડે છે, તે સિલક કાઢવામાં ભૂલ ન આવે માટે રોકડખાતું રાખે છે. એટલે રોકડ રકમ કોઇને ખાતે જમા થઇ હોય તો તે રોકડ ખાતે ઉધાર, ને કોઇને ખાતે રોકડ રકમ ઉધાર થઇ હોય તે રોકડ ખાતે જમા કરવામાં આવે છે. એ ખાતું ખાતાવહીમાં ખતવવામાં આવે છે, એટલે તે પરથી સિલક તરત જણાઇ આવે છે. રોકડ ખાતાના ઉધારના સરવાળામાંથી જમાનો સરવાળો બાદ જતાં બાકી રહે તેટલી સિલક રહેવી જોઇએ.

૧૭૯. **ખાતાવહી:**—આવરા પરથી ખાતાવાર રકમો ખતવવાનો ચોપડો. ખાતાવહીમાં રકમો માસવાર જુદી જુદી ખતવાય છે, ને પેટામાં તારીખવાર જુદી જુદી બતાવાય છે. આ ચોપડાને **પાકી ખાતાવહી** પણ કહે છે.

૧૮૦. **વ્યાજવહી:**—ખાતાવહી પરથી વ્યાજુ ખાતાનો વ્યાજ કાઢવાનો ચોપડો. ખાતાવહી તૈયાર ન હોય તો આંકડાવહી પરથી વ્યાજ કાઢવામાં આવે છે. ખાતાવહી, કે આંકડાવહી પરથી કાઢેલું વ્યાજ નોંધમાં જમા ઉધાર કરવામાં આવે છે, ને એ ઉતારતી વખત વ્યાજવહીમાં નોંધનું ને નોંધમાં વ્યાજવહીનું પાનું નંખાય છે.

## છ ચોપડે નામું રાખવાના નમુના.

**નીચે આપેલી રકમોનું છ ચોપડે સંવત ૧૯૪૧ ના આસો માસનું નામું લખી કાચું ને પાકું સરવાયું કાઢો.**

(૧) રૂ. ૧૭૧) ઘરમાં રોકડા છે, હેમ ગ. ૫) દા. રૂ. ૯ા≈ ના ભાવનું છે તે રૂ. ૯ાા≈ને ભાવે રોકડેથી વેચ્યું. શુદ ૧. (૨) વોરા હીરાચંદ વખતચંદના સં. ૧૯૪૧ ના માહ શુદ ૫ ની તેરીખના રૂ. ૨૦૦) દેવા છે તે પેટે રૂ. ૧૦૦) રોકડા આપ્યા. શુદ ૧. (૩) મુંબઇના ઠા. અમરશી કચરાએ આપણા પર રૂ. ૧૦૦)ની હુંડી લખેલી તે રાખ્યાવાળા ધણી શાહ ચુનીલાલ કસ્તુરચંદ લઇ આવ્યાથી રૂ. રોકડા ગણી આપ્યા. શુદ ૧. (૪) શાહ મનસુખ ભગવાનદાસની સાક્ષી પૂરવામાં રૂ. ૦ાા ભથ્થાનો મળ્યો. શુદ ૧. (૫) મુંબઇથી ઠા. અમરશી કચરાએ ગોળ મણ ૧૬૦) શુદ ૧૫ મે રેલવે માર્ફતે ચડાવ્યો તેનું ભરતિયું રૂ. ૫૦૦)નું આવ્યું. માલ આપણને વદ ૫ મે મળ્યો. મુંબઇવાળાને આપણે રૂ. ૪૦૦)ની હુંડી પરી. કરસનજી મૂળચંદની દુકાનેથી દા. રૂ. ૯૯ાા ને ભાવે મુંબઇના શેઠ લખમીદાસ ખીમજીપરની ઉધાર લઇ વદ ૭ મે બીડી, મુંબઇનો જવાબ વદ ૧૨ આવ્યો કે તમારી મોકલેલી હુંડીનાં નાણાં વદ ૧૦ મે લીધાં છે. (૬) પરી. કરસનજી મૂળચંદને રૂ. ૩૯૯) નો હવાલો વોરા. હીરાચંદ વખતચંદ પર આપ્યો. વદ ૧૩. (૭) ગોળ મણ ૫૦) વોરા. હીરાચંદ વખતચંદને સત્તરઆની કરી ઉધાર આપ્યો. વદ ૧૪. (૮) વોરા. હીરાચંદ વખતચંદના ખાતાનું વ્યાજ રામ ૮ લેખે દીવાળી બાકી ગણવાનું છે, ને માલ પડતર ભાવે અચડમેળમાં ગણવો.

## રોકડમેળ પાનું ૧.

સંવત ૧૯૪૧ ના આસો શુદ ૧ નો મેળ.

| જ | ઉ |
|---|---|
| ૧૭૧) શ્રી દુકાન ખાતે જમા.<br>૧૭૧) નગદ રોકડા મુંબઇગરા ઘરમાંના. | ૧૦૦) વોરા. હીરાચંદ વખતચંદને ખાતે ઉધાર.<br>૧૦૦) નગદ રોકડા મુંબઇગરા. હા. પોતે. |
| આં. પા. ૧. | આં. પા. ૧. |
| ૪૯ાા≈ શ્રી હેમના વકરા ખાતે જમા.<br>૪૯ાા≈ નગદ રોકડા મુંબઇગરા હેમ ગ. ૫) દા. રૂ. ૯ાા≈ લેખે રોકડેથી વેચ્યું તેના આવ્યા. | ૧૦૦) શ્રી મુંબઇના ઠા. અમરશી કચરાને ખા. ઉ. તમારી વતી.<br>૧૦૦) હુંડી નં. ૧ અમારા ઉપરની, લખી તમારી, રાખ્યા શાહ. ચુનીલાલ કસ્તુરચંદ પાસેથી, શાહજોગી, તરત |
| આં. પા. ૧. | |
| ૦ાા શ્રી વટાવ ખાતે જમા. | |

૦॥ નગદ રોકડો મુંબઇગરો.
શાહ. મનસુખ ભગવાન-
દાસની સાક્ષી પૂરવામાં
ભથ્થાનો મળ્યો.
આં. પા. ૧.
૨૨૦॥≈

મુદતની, લખી ભાદરવા વદ ૧૪.
તે રાખ્યાવાળા ધણી લાવેથી
શાહજોગ નાણાં આપ્યાં છે.
આં. પા. ૨.
૨૦૦)
૨૦॥≈ શ્રી જણસે.
૨૦) નગદ રોકડા મુંબઇગરા.
૦॥≈ છૂટા પૈસા નંગ ૫૬.
૨૨૦॥≈

## નોંધવહી. પા. ૧.

સંવત ૧૯૪૧ ના આસો શુદ ૧ થી નોંધનું જમા ખર્ચ.

જ — ઉ

૪૬॥≈ શ્રી દુકાન ખાતે જમા. આસો શુદ ૧. આં. પા. ૧.
૪૬॥≈ હેમ ગ. ૫) દા. રૂ. ૯≈ લેખે નામાની શરૂઆત વખતે સિલકે છે તે શ્રી હેમની ખરીદીખાતે ઉધારીને. આં. પા. ૧.

૨૦૦) વોરા. હીરાચંદ વખતચંદને ખાતે જમા. આસો શુદ ૧. આં. પા. ૧.
૨૦૦) બાકી દેવા. સંવત ૧૯૪૧ ના માહ શુદ ૫ ની તેરીખના છે તે શ્રી દુકાન ખાતે ઉધારીને. આં. પા. ૧.

૫૦૦) શ્રી મુંબઇના ઠા. અમરશી કચરાને ખાતે જમા. આસો શુદ ૧૫. આં. પા. ૨.
૪૮૦ ગોળ મણ ૧૮૦) બારદાન સાથે, તોલ ૪૫) લેખે નક્કી મણ ૧૬૦) દા. રૂ. ૩ લેખે.
૪॥૫ દલાલી રૂ. ૪૮૦) ની સેંકડે ટકા લેખે.
૨૧૨૦ રેલવે પર લઈ જવાની મજુરીના.
૧૨॥ મુંબઇથી રાજકોટ સુધીના ભાડાના.
જુમલે રૂ. ૫૦૦) તે શ્રી ખરીદખાતે ઉધાર. આં. પા. ૨.

૪૦૦) શ્રી વિગત ખાતે જમા. આસો વદ ૭.
૪૦૦) હુંડી નં. ૧ શ્રીમુંબઈની રૂ. ૪૦૦) ની શેઠ લક્ષ્મીદાસ ખીમજી ઉપરની, લખી અત્રેથી પરી. કરસનજી મૂળચંદની, રાખ્યા અમારી પાસેથી, શાહજોગી, તરત મુદતની લખી આસો

## નાં. પા. ૨.

વદ ૭ ની. દા. ૯૯ાા લેખે, તે શ્રી મુંબઇના ઠા. અમરશી કચરાને ખાતે ઉધાર.

| તારીજ | | ઉ |
|---|---|---|
| | ૪૦૦) શ્રી વિગત ખાતે જમા.<br>૩૯૯) પરી. કરસનજી મૂળચંદને ખાતે જમા.<br>૩૯૯) હુંડી નં. ૧ રૂ. ૪૦૦)ની દા. રૂ. ૯૯ાા લેખે. આં. પા. ૨.<br>૧) શ્રી હુંડીઆમણુ ખાતે જમા. આં. પા. ૨.<br>૪૦૦) | ૪૦૦) શ્રી મુંબઇના ઠા. અમરશી કચરાને ખાતે ઉધાર. અમારીવતી. પાકી વદ ૧૦.<br>૪૦૦) હુંડી નં. ૧ રૂ. ૪૦૦) ની મુંબઇની તમારા પર બીડી તેના. આં. પા. ૨<br>૪૦૦) |

૩૯૯) વોરા. હીરાચંદ વખતચંદને ખાતે જમા. આસો વદ ૧૩. આં. પા. ૧.
૩૯૯) હવાલો નં. ૧ પરી. કરસનજી મૂળચંદને ખાતે ઉધારીને. આં. પા. ૨.

૧૬૬) ૧ાા શ્રી વકરા ખાતે જમા. આસો વદ ૧૪. આં. પા. ૨.
૧૬૬) ૧ાા ગોળ મણુ ૫૦) દા. રૂ. ૩૦૭) ૦ાા લેખે વોરા. હીરાચંદ વખતચંદને ખાતે ઉધારીને. આં. પા. ૧.

૧૭૧૧ાા૧૪

સંવત ૧૯૪૧ ના આસો વદ ૦)) પછી વ્યાજ વગેરે જમાખર્ચ નાંખવાની નોંધ.

જ

૯૫ વોરા. હીરાચંદ વખતચંદને ખાતે જમા. આં. પા. ૨.
૯૫ વ્યાજ સર. ૨૮૫૯ાા દા. રૂ. ૦ાા લેખે શ્રી વ્યાજ ખાતે ઉધારીને. વ્યા. પા. ૧ લેથી. આં. પા. ૨.

૯૫ શ્રી વ્યાજખાતે જમા. આં. પા. ૨.
૯૫ વ્યાજખાતું સરભર કરવા સારૂ વટાવ ખાતે ઉધારીને. આં. પા. ૧.

૧૩૧ાા શ્રી વટાવ ખાતે જમા, બાબતે નીચેનાં ખાતાં સરભર કરવા સારૂ. આં. પા. ૧.
૨ાા શ્રી હેમ ખાતે ઉધારીને. આં. પા. ૧.
૯ાા૧ાા શ્રી ખરીદખાતે ઉધારીને. આં. પા. ૨.

## નોં. પા. ૩.

૧) શ્રી હુંડીઆમણુ ખાતે ઉધારીને. આં. પા. ૨.

૧૩।૧।।

૪૨૧।। શ્રી દુકાન ખાતે જમા. આં. પા. ૧.

૪૨૧।। સાલ મજકુરમાં નફો રહ્યો તે વટાવખાતે ઉધારીને. આં. પા. ૧.

૩૬।૮

## આંકડાવહી. પાનું ૧.

શ્રી દુકાન ખાતું. સંવત ૧૯૪૧ ની સાલનું.

| જ | ઉ |
|---|---|
| ૧૭૧) રો. પા. ૧ આસો શુદ ૧. | ૨૦૦) નોં. પા. ૧ આસો શુદ ૧. |
| ૪૬।।ᴧ નોં. પા. ૧ આસો શુદ ૧. | ૨૦૦) |
| ૪૨૧।। નોં. પા. ૩ નફાના. | ૨૨।૯ બાકી દેવા. |
| ૨૨૨।૯ | ૨૨૨।૯ |
| ૨૨।૯ બાકી દેવા. સં. ૧૯૪૧ના આસો વદ ૦)) | |

શ્રી હેમનું ખરીદવકરા ખાતું. સંવત ૧૯૪૧ ની સાલનું.

| જ | ઉ |
|---|---|
| ૪૯।ᴧ રો. પા. ૧. આસો શુદ ૧. | ૪૬।।ᴧ નોં. પા. ૧ આસો શુદ ૧. |
| ૪૯।ᴧ | ૨।। નોં. પા. ૨ વટાવ ખા. જ. કરીને. |
| | ૪૯।ᴧ |

શ્રી વટાવ ખાતું. સંવત ૧૯૪૧ ની સાલનું.

| જ | ઉ |
|---|---|
| ૦।। રો. પા. ૧ આસો શુદ ૧. | ૯।૫ નોં. પા. ૨. વ્યાજ ખા. જ. કરીને. |
| ૧૩।૧।। નોં. પા. ૨. પરચૂરણ રકમોએ. | ૪૨૧।। નોં. પા. ૩. દુકાન ખા. જમા કરીને. |
| ૧૩।।।૧।। | ૧૩।।।૧।। |

વોરા. હીરાચંદ વખતચંદનું ખાતું. સંવત ૧૯૪૧ ની સાલનું.

| જ | ઉ |
|---|---|
| ૨૦૦) નોં. પા. ૧ માહ શુદ ૫. | ૧૦૦) રો. પા. ૧ આસો શુદ ૧. |
| ૩૯૯) નોં. પા. ૨ આસો વદ ૧૩. | ૧૬૬)૨।। નોં. પા. ૨ આસો વદ ૧૪. |
| ૫૯૯) | ૨૬૬)૨।। |

આં. પા. ૨.

| | |
|---|---|
| ૯૫ નોં. પા. ૨. વ્યાજના. | ૩૪૨ા૩ા બાકી દેવા. |
| ૬૦૮૫ | ૬૦૮૫ |

૩૪૨ા૩ા બાકી દેવા. સં. ૧૯૪૧ ના આસો વદ ૦))

શ્રી મુંબઈના ઠા. અમરશી કચરાનું ખાતું. સંવત ૧૯૪૧ ની સાલનું.

| જ | ઉ |
|---|---|
| ૫૦૦) નોં. પા. ૧ આસો શુદ ૧૫. | ૧૦૦) રો. પા. ૧ આસો શુદ ૧. |
| | ૪૦૦) નોં. પા. ૨. આસો વદ ૧૦. |
| ૫૦૦) | ૫૦૦) |

શ્રી ખરીદવકરા ખાતું. સંવત ૧૯૪૧ ની સાલનું.

| જ | ઉ |
|---|---|
| ૧૬૬)૧ા નોં. પા. ૨. આસો વદ ૧૪. | ૫૦૦) નોં. પા. ૧ આસો શુદ ૧૫. |
| ૩૪૩ા બાકી લે'ણા માલ પુરાંતના. | ૯ા૧ા નોં. પા. ૨. વટાવખા.જ.કરી. |
| ૫૦૯ા૧ા | ૫૦૯ા૧ા |
| | ૩૪૩ા બાકી લે'ણા માલ પુરાંતના. સં. ૧૯૪૧ ના આસો વદ ૦)) |

પરી. કરસનજી મૂળચંદનું ખાતું. સંવત ૧૯૪૧ ની સાલનું.

| જ | ઉ |
|---|---|
| ૩૯૯) નોં. પા. ૨. આસો વદ ૭. | ૩૯૯) નોં. પા. ૨. આસો વદ ૧૩. |
| ૩૯૯) | ૩૯૯) |

શ્રી હુંડીઆમણુ ખાતું. સંવત ૧૯૪૧ ની સાલનું.

| જ | ઉ |
|---|---|
| ૧) નોં. પા. ૨ આસો વદ ૭. | ૧) નોં. પા. ૩ વટાવ ખા. જ. કરી. |
| ૧) | ૧) |

શ્રી વ્યાજ ખાતું. સંવત ૧૯૪૧ ની સાલનું.

| જ | ઉ |
|---|---|
| ૯૫ નોં. પા. ૨. વટાવખાતે ઉ. | ૯૫ નોં. પા. ૨ આસો વદ ૦)) |
| ૯૫ | ૯૫ |

કાચું સરવાયું સંવત ૧૯૪૧ ની સાલનું.

| જ | ઉ |
|---|---|
| ૨૨૧૯ શ્રી દુકાન ખા. આં. પા. ૧. | ૩૪૩ા શ્રી ખરીદ ખાતે. આં. પા. ૨. |
| ૩૪૨ા૩ા વોરા. હીરાચંદ વખતચંદ. આં. પા. ૨. | ૩૪૩ા ગોળ મણ ૧૧૦) દા. રૂ. ૩ ⁀ |
| ૩૬૪ા⁀ | ૨૦ા⁀ શ્રી જણસે. |
| | ૩૬૪ા⁀ |

## આવરો. પા. ૧.

સંવત ૧૯૪૧ ના આસો શુદ ૧ થી આસો વદ ૦)) સુધીને આવરો.

**જ**

૧૭૧) શ્રી દુકાન ખાતે જમા.
૧૭૧) રો. પા. ૧ શુદ ૧ નગદ રોકડા મુંબઇગરા ઘરમાંના.

ખા. પા. ૧.

૪૯ા≈ શ્રી હેમના વકરા ખાતે જમા.
૪૯ા≈ રો. પા. ૧ શુદ ૧ નગદ રોકડા મુંબઇગરા હેમ ગ. ૫) દા. રૂ. ૯ાા≈ લેખે રોકડેથી વેચ્યું તેના આવ્યા.

ખા. પા. ૧.

૦ા શ્રી વટાવ ખાતે જમા.
૦ા રો. પા. ૧ શુદ ૧ નગદ રોકડો મુંબઇગરો શાહ મનસુખ ભગવાનદાસની સાક્ષી પૂરવામાં ભથ્થાનો મળ્યો.

ખા. પા. ૧.

૪૬ાાા≈ શ્રી દુકાન ખાતે જમા.
૪૬ાાા≈ નોં. પા. ૧ શુદ ૧ હેમ ગ. ૫) દા. રૂ. ૯ા≈ લેખે નામાની શરૂઆત કરતી વખતે સિલકે છે તે શ્રીહેમની ખરીદી ખાતે ઉધારીને.

ખા. પા. ૧.

૫૯૯) વોરા. હીરાચંદ વખતચંદને ખાતે જમા.
૨૦૦) નોં. પા. ૧ શુદ ૧. બાકી દેવા સંવત ૧૯૪૧ ના માહ શુદ ૫ ની તેરીખના તે શ્રી દુકાન ખાતે ઉધારીને.
૩૯૯) નોં. પા. ૨ વદ ૧૩. હવાલો નં. ૧ પરી.

**ઉ**

૧૦૦) વોરા. હીરાચંદ વખતચંદને ખાતે ઉધાર.
૧૦૦) રો.પા.૧શુદ૧ નગદ રોકડા મુંબઇગરા હા. પોતાને.

ખા. પા. ૧.

૧૦૦) શ્રી મુંબઇના ઠા. અમરશી કચરાને ખાતે ઉધાર. તમારી વતી.
૧૦૦) રો. પા. ૧ શુદ ૧ હુંડી નં. ૧ અમારા ઉપરની, લખી તમારી, રાખ્યા શાહ. ચુનીલાલ કસ્તુરચંદ પાસેથી, શાહજોગી, તરત મુદતની, લખી ભાદરવા વદ ૧૩ ની, રાખ્યાવાળા ધણી લાવેથી શાહજોગ નાણાં આપ્યાં છે.

ખા. પા. ૨.

૪૬ાાા≈ શ્રી હેમની ખરીદી ખાતે ઉધાર.
૪૬ાાા≈ નોં. પા. ૧ શુદ ૧. હેમ ગ. ૫) રૂ. ૯ા≈ લેખે શ્રી દુકાન ખાતે જમા કરીને.

ખા. પા. ૧.

૨૦૦) શ્રી દુકાન ખાતે ઉધાર.
૨૦૦) નોં. પા. ૧ શુદ ૧ બાકી દેવા સં. ૧૯૪૧ના માહ શુદ ૫ ની તેરીખના વોરા. હીરાચંદ વખતચંદને ખા. જ.

ખા. પા. ૧.

૩૯૯) પરી. કરસનજી મૂળચંદને ખાતે ઉધાર.

આ. પા. ૨.

કરસનજી મૂળચંદને ખાતે ઉધારીને.

૫૯૯)

ખા. પા. ૧.

૫૦૦) શ્રી મુંબઈના હા. અમરશી કચરાને ખાતે જમા.

૫૦૦) નાં. પા. ૧ શુદ ૧૫. નીચે મુજબ.

૪૮૦) ગોળ મણ ૧૮૦) બારદાન સાથે, તોલ ૪૫) લેખે નક્કી મણ ૧૬૦) દા. રૂ. ૩) લેખે.

૪ાાપ દલાલી રૂ. ૪૮૦) ની સેંકડે .ટકા લેખે.

૨ા૨૦ રેલવે પર લઈ જવાની મજુરીના.

૧૨ાા મુંબઈથી રાજકોટ સુધીના રેલ્વે ભાડાના.

૫૦૦) તે શ્રી ખરીદ ખાતે ઉધારીને.

ખા. પા. ૨.

૪૦૦) શ્રી વિગત ખાતે જમા.

૩૯૯) પરી. કરસનજી મૂળચંદને ખાતે જમા.

૩૯૯) નાં. પા. ૨. વદ ૭. હુંડી નં. ૧ શ્રી મુંબઈની રૂ.

૩૯૯) નાં. પા. ૨ વદ ૧૩. હવાલો નં. ૧ વોરા. હીરાચંદ વખતચંદને ખા. જ.

ખા. પા. ૨.

૫૦૦) શ્રી ખરીદ ખાતે ઉધાર.

૫૦૦) નાં. પા. ૧ શુદ ૧૫ ગોળ મણ ૧૬૦) શ્રી મુંબઈના હા. અમરશી કચરાને ખાતે જમા કરીને.

ખા. પા. ૨.

૪૦૦) શ્રી મુંબઈના હા. અમરશી કચરાને ખાતે ઉધાર. અમારીવતી.

૪૦૦) નાં. પા. ૨ વદ ૧૦ હુંડી નં. ૧ મુંબઈની રૂ. ૪૦૦)ની શેઠ લક્ષ્મીદાસ ખીમજી ઉપરની, લખી અત્રેથી પરી. કરસનજી મૂળચંદની, રાખ્યા અમારીપાસેથી, શાહજોગી, તરત મુદતની, લખી આસો વદ ૭ ની, તે તમારાપર બીડી તેના શ્રી વિગત ખાતે જમા કરીને.

ખા. પા. ૨.

૧૬૬)ાા વોરા. હીરાચંદ વખતચંદને ખાતે ઉધાર.

૧૬૬)ાા નાં.પા.૨.વદ ૧૪ ગોળ મણ૫૦) દા.રૂ.૩ા ૭) ાા લેખે શ્રી વકરા ખાતે જમા કરીને.

ખા. પા. ૧.

૧૯૬૧ાાા૧૪

૨૦ાાા શ્રી જણસે.

૨૦) નગદ રોકડા મુંબઈગરા.

આ. પા. ૩.

| | | | |
|---|---|---|---|
| | ૪૦૦) ની શેઠ. લક્ષ્મીદાસ ખીમજી ઉપરની, લખી અત્રેથી તમારી, રાખ્યા અમારી પાસેથી, શાહજોગી, તુરત મુદતની, લખી આસો વદ ૭ ની. દા. રૂ. ૯૯ાા લેખે. | ૦ાા⌐ છુટા પૈસા નં. ૫૬ | |
| | ખા. પા. ૨. | ૨૦ાા⌐ | |
| ૧) | શ્રી હુંડીઆમણુ ખાતે જમા. | ૧૯૩૨ાા ૧ાા | |
| | ૧) નોં. પા. ૨. વદ ૭. હુંડી નં. ૧ રૂ. ૪૦૦) ની, મુંબઇની, પરી. કરસનજી મૂળચંદ પાસેથી દા. રૂ. ૯૯ાા ને ભાવે વેચાતી લીધી તેના વટાવનો. | | |
| | ખા. પા. ૨. | | |
| ૪૦૦) | નક્કીની હુંડી નં. ૧ શ્રી મુંબઇના ઠા. અમરશી કચરાને ખાતે ઉધારીને. | | |
| ૧૬૬)૧ાા | શ્રી વકરા ખાતે જમા. | | |
| ૧૬૬)૧ાા | નોં. પા. ૨. વદ ૧૪. ગોળ મણ ૫૦) દા. રૂ. ૩ા૭) ૦ાા લેખે વોરા. હીરાચંદ વખતચંદને ખાતે ઉધારીને. | | |
| | ખા. પા. ૨. | | |
| | ૧૯૩૨ાા૧ાા | | |

સંવત ૧૯૪૧ ના આસો વદ ૦)) પછીનો અચડમેળ.

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૨૦ાા⌐ | શ્રી પુરાંત બાકી. | ૯ા૫ | શ્રી વ્યાજ ખાતે ઉધાર. |
| ૯ા૫ | વોરા. હીરાચંદ વખતચંદને | ૯ા૫ | નોં. પા. ૨. વ્યાજના. |

**આ. પા. ૪.**

ખા. જ.
૯૫ નોં. પા. ૨ વ્યાજ સર
૧૮૫૯ાા દા. ટકા ાા લેખે
શ્રી વ્યાજ ખાતે ઉધારીને.

ખા. પા. ૧.

૯૫ શ્રી વ્યાજ ખાતે જમા.
૯૫ નોં. પા. ૨ વ્યાજ ખાતું
સરભર કરવા સારૂ વટાવ
ખા. ઉ.

ખા. પા. ૨.

૧૩ા૧ાા શ્રી વટાવ ખાતે જમા.
૧૩ા૧ાા નોં. પા. ૨ નીચેનાં
ખાતાં સરભર કરવા સારૂ
શ્રી વિગત ખાતે ઉધારીને.
૨ાા શ્રી હેમ ખા. ઉ.
૯ાા૧ાા શ્રી ખરીદ ખા. ઉ.
૧) શ્રી હુંડીઆમણ ખા. ઉ.

૧૩ા૧ાા

ખા. પા. ૧.

૪ાર૧ાા શ્રી દુકાન ખાતે જમા.
૪ાર૧ાા નોં. પા. ૩ સાલ
મજકુરમાં નફો રહ્યો તે
શ્રી વટાવ ખાતે ઉધારીને.

ખા. પા. ૧.

૫૭)૨૦ાા

વેરા. હીરાચંદ વખતચંદને
ખા. જ.

ખા. પા. ૨.

૯૫ શ્રી વટાવ ખાતે ઉધાર.
૯૫ નોં. પા. ૨. શ્રી વ્યાજ-
ખાતું સરભર કરવા સારૂ
તે ખાતે જમા કરીને.

ખા. પા. ૧.

૧૩ા૧ાા શ્રી વિગત ખાતે ઉધાર.
૧૩ા૧ાા નોં. પા. ૨ નીચેનાં
ખાતાં સરભર ક-
રવા સારૂ શ્રી વ-
ટાવ ખાતે જમા.
૨ાા શ્રી હેમ ખા. ઉ.
ખા. પા. ૧.
૯ાા૧ાા શ્રી ખરીદ
ખા. ઉ.
ખા. પા. ૨.
૧) શ્રી હુંડીઆમણ
ખા. ઉ.
ખા. પા. ૨.

૧૩ા૧ાા

૪ાર૧ાા શ્રી વટાવ ખાતે ઉધાર.
૪ાર૧ાા નોં. પા. ૩ સાલ
મજકુરમાં નફો રહ્યો
તે દુકાન ખાતે જમા
કરીને.

ખા. પા. ૧.

૩૬ા૮

૨૦ાા≈ શ્રી જણસે.
૨૦) નગદ રોકડા મુંબઇગરા.
૦ાા≈છૂટા પૈસા નં. ૫૬.

૨૦ાા≈

૫૭)૨૦ાા

## ખાતાવહી. પા. ૧.

**શ્રી દુકાન ખાતું.** — સંવત ૧૯૪૧ ની સાલનું.

| જ | ઉ |
|---|---|
| ૧૭૧) આ. પા. ૧ આસો શુદ ૧. | ૨૦૦) આ. પા. ૧ આસો શુદ ૧. |
| ૪૬ાા= આ. પા. ૧ આસો શુદ ૧. | ૨૦૦) |
| ૪૨૧ાા આ. પા. ૪ નફાના. | ૨૨૧૯ બાકી દેવા. |
| ૨૨૨૧૯ | ૨૨૨૧૯ |
| ૨૨૧૯ બાકી દેવા. સંવત ૧૯૪૧ના આસો વદ ૦)) | |

**શ્રી હેમનું ખરીદવકરા ખાતું.** — સંવત ૧૯૪૧ ની સાલનું.

| જ | ઉ |
|---|---|
| ૪૯ા= આ. પા. ૧ આસો શુદ ૧. | ૪૬ાા= આ. પા. ૧ આસો શુદ ૧. |
| | ૨ાા આ. પા. ૪ વટાવ ખા. જ. |
| ૪૯ા= | ૪૯ા= |

**શ્રી વટાવ ખાતું.** — સંવત ૧૯૪૧ ની સાલનું.

| જ | ઉ |
|---|---|
| ૦ાા આ. પા. ૧ આસો શુદ ૧. | ૯૫ આ. પા. ૪ વ્યાજ ખા. જ. કરીને. |
| ૧૩ા૧ાા આ. પા. ૪ પરચૂરણ રકમોએ. | ૪૨૧ાા આ.પા.૪ દુકાન ખા.જ.કરીને. |
| ૧૩ાા૧ાા | ૧૩ાા૧ાા |

**વોરા. હીરાચંદ વખતચંદનું ખાતું.** — સંવત ૧૯૪૧ ની સાલનું.

| જ | ઉ |
|---|---|
| ૫૯૯) આ. પા. ૧ આસો માસ. | ૧૦૦) આ. પા. ૧ આસો શુદ ૧. |
| ૨૦૦) શુદ ૧ સં. ૧૯૪૧ ના માહ શુદ ૫. | ૧૬૬)૧ાા આ. પા. ૨ આસો વદ ૧૪. |
| ૩૯૯) વદ ૧૩. | ૨૬૬)૧ાા |
| ૫૯૯) | ૩૪૨ા૩ાા બાકી દેવા. |
| ૯૫ આ. પા. ૩ વ્યાજના. | ૬૦૮ા૫ |
| ૬૦૮ા૫ | |
| ૩૪૨ા૩ાા બાકી દેવા. સંવત ૧૯૪૧ ના આસો વદ ૦)) | |

## ખા. પા. ૨.

**શ્રી મુંબઇના ઠા. અમરશી કચરાનું ખાતું. સંવત ૧૯૪૧ ની સાલનું.**

| જ | ઉ |
|---|---|
| ૫૦૦) આ. પા. ૨ આસો શુદ ૧૫. | ૧૦૦) આ. પા. ૧ આસો શુદ ૧. |
| ૫૦૦) | ૪૦૦) આ. પા. ૨ આસો વદ ૧૦. |
| | ૫૦૦) |

**શ્રી ખરીદવકરા ખાતું. સંવત ૧૯૪૧ ની સાલનું.**

| જ | ઉ |
|---|---|
| ૧૬૬)૧ાા આ. પા. ૩ આસો વદ ૧૪. | ૫૦૦) આ. પા. ૨ આસો શુદ ૧૫. |
| ૩૪૩ાા બાકી લે'ણા માલ પુરાંતના. | ૯ાા૧ાા આ. પા. ૪ વટાવ ખાતે જમા કરીને. |
| ૫૦૯ાા૧ાા | ૫૦૯ાા૧ાા |
| | ૩૪૩ાા બાકી લે'ણા માલ પુરાંતના. સંવત ૧૯૪૧ના આસો વદ૦)) |

**પરી. કરસનજી મૂળચંદનું ખાતું. સંવત ૧૯૪૧ ની સાલનું.**

| જ | ઉ |
|---|---|
| ૩૯૯) આ. પા. ૨ આસો વદ ૭. | ૩૯૯) આ. પા. ૧ આસો વદ ૧૩. |
| ૩૯૯) | ૩૯૯) |

**શ્રી હુંડીઆમણ ખાતું. સંવત ૧૯૪૧ ની સાલનું.**

| જ | ઉ |
|---|---|
| ૧) આ. પા. ૩ આસો વદ ૭. | ૧) આ. પા. ૪ વટાવ ખા. જ. કરીને. |
| ૧) | ૧) |

**શ્રી બ્યાજ ખાતું. સંવત ૧૯૪૧ ની સાલનું.**

| જ | ઉ |
|---|---|
| ૯ાપ આ. પા. ૪ વટાવ ખાતે ઉધારીને. | ૯ાપ આ. પા. ૩ આસો વદ ૦)) |
| ૯ાપ | ૯ાપ |

## પાકું સરવાયું. સંવત ૧૯૪૧ ની સાલનું.

| જ | ઉ |
|---|---|
| ૨૨ા૯ શ્રી દુકાન ખાતે ખા. પા. ૧. | ૩૪૩ાા શ્રી ખરીદ ખાતે ખા. પા. ૨. |
| ૩૪૨ા૩ાા વેરા. હીરાચંદ વખતચંદ ખા. પા. ૧. | ૩૪૩ાા ગોળ મણ ૧૧૦) દા. રૂ. ૩)≈ |
| | ૨૦ાા≈ શ્રી જણસે. |
| ૩૬૪ાા≈ | ૩૬૪ાા≈ |

## વ્યાજવહી. પાનું ૧.

વોરા. હીરાચંદ વખતચંદના ખાતાનું વ્યાજ. સં. ૧૯૪૧ ની સાલનું.

ખા. પા. ૧ લેથી.

| જ | ઉ |
|---|---|
| ૧૮૬૬ાાા રૂ. ૨૦૦) માહ શુદ ૫. | ૦ રૂ. ૧૦૦) આસો શુ. ૧ દિ. જ. |
| ૮૮૬ાાા રૂ.૧૦૦)મા. ૮ાા૧૧ | ૦ રૂ. ૧૬૬) ૧ાા આસો વદ ૧૪. |
| ૯૮૦ રૂ.૧૦૦)મા.૯ાા ૯ | ૦ રૂ. ૧૦૦) દિ. જ. |
| ૨૪ાા રૂ. ૩૯૯) આસો વદ ૧૩ | ૦ રૂ. ૬૬) ૧ાા દિ. જ. |
| ૨ા રૂ. ૬૬) ૧ાા મા. ૦)૧ | ૦ રૂ. ૩૩૨ાાા ૨૩ાા મુદ્દલ બાકી દેવા. સં. ૧૯૪૧ ના આસો વદ ૦)) |
| ૨૨ા રૂ.૩૩૨ાાા૨૩ાામા. ૦)૨ | |
| ૧૮૯૧ા | ૦ |
| ૭ | |
| ૩૧ાા દિ. ૦ાા નો સર. | |
| ૧૮૫૯ાાા | |

તારીજ સંવત ૧૯૪૧ ના આસો વદ ૦))

| જ | ઉ |
|---|---|
| ૩૩૨ાાા૨૩ાા મુદ્દલ બાકી દેવા. | ૩૪૨ા૩ાા બાકી દેવા સંવત ૧૯૪૧ ના આસો વદ ૦)) |
| ૯ાપ વ્યાજસર. ૧૮૫૯ાાા દા.૦ાા લેખે. નોં. પા. ૨. | |
| ૩૪૨ા ૩ાા | ૩૪૨ા ૩ાા |

## ફાલતુ ચોપડા.

૧૮૧. સૂડીઉં ( ધડીઉં, દનીઉં ):—જમા અથવા ખર્ચ થતાં જ તુરતાતુરત જે ચોપડામાં લખી રાખે છે, અને જેપરથી રોજમેળ તૈયાર કરવામાં આવે છે તે. એમાં રોકડી રકમો ખાતાદારને માથે ભરે છે, ને રોકડ સિવાયની જમાખર્ચી રકમો પેટામાં રહેવા દે છે, તથા તે રકમોને બીજી બાજુએ જમા કે ઉધાર કરતા નથી; આથી કરીને સિલક કાઢવાને હરકત પડતી નથી.

સંવત ૧૯૪૧ ના શ્રાવણ શુદ ૫ નું સૂડીઉં.

| જ | ઉ |
|---|---|
| ૧૫ાા≈ શ્રી પુરાંત બાકી. | ૫) ૫ગી. રઘનાથ ચાંદાને ખા. ઉ. |
| ૨૫) શા. મનસુખ સુરચંદને ખા. જ. | ૫) નગદ રોકડા મુંબઇગરા. |
| ૨૫) નગદ રોકડા મુંબઇગરા હા. પોતે ભરી ગયા છે. | ૪ાા≈ ગોળ મણ ૧) |
| | ૯ાા≈ હા. પાતે. |
| શાહ. નથુ હરખચંદને ખા. જ. | ૫) |
| ૭ા ગોળ મણ ૨) દા. રૂ. ૩ાા≈ | ૩૫ાા≈ શ્રી જણસે. |
| ૪૦ાા≈ | ૪૦ાા≈ |

**૧૮૨. કબાલાવહી:**—કેટલાક ભાગમાં વાયદે હારજીતનાં સાટાં થાય છે. તે સાટાં નોંધી રાખવાની અને તેનો ભાવ ખંડાયે તેનો જમાખર્ચ નાંખવાની ચોપડીને કબાલાની નોંધ કહે છે. જ્યારે આપણે કોઇને માલ આપવાનું સાટું કર્યું ત્યારે નોંધમાં તે માણસને ખાતે માલની કિંમત ઉધારાય છે, ને માલ ખાતે જમા થાય છે. જો બીજાની વતી માલ આપવા કબુલ થઇએ તો માલ ખાતે જમા ન કરતાં તે માણસને ખાતે જમા કરાય છે. જો આપણે માલ લેવાનું સાટું કર્યું તો જેની પાસેથી માલ લેવાનો કબુલ કર્યો, તેને ખાતે ભાવ પ્રમાણે જેટલા પૈસા થાય તેટલા જમા, ને માલ ખાતે ઉધાર થાય. જો બીજાની વતી માલ લેવા કબુલ થયા હોઇએ, તો માલ ખાતે ન ઉધારતાં તે માણસને ખાતે ઉધારવા.

ભાવ ખંડાયે જેને આપણે માલ આપવા કબુલ થયા હતા, તેને ખાતે ખંડાયલા ભાવ પ્રમાણે જે પૈસા થાય તે જમા કરી તે માલ ખાતે ઉધારવા. જો બીજાની વતી કબુલ થયા હોઇએ તો માલને ખાતે ન ઉધારતાં તે માણસને ખાતે ઉધારવા. આપણે માલ લેવાનું કબુલ કર્યું હોય તો ભાવ ખંડાયે માલધણી પાસે જેટલા પૈસા લેવાના થાય, તેટલા તેને ખાતે ઉધારી માલ ખાતે જમા કરવા. જો બીજાની વતી માલ લેવા કબુલ કર્યું હોય, તો માલ ખાતે જમા ન કરતાં તે માણસને ખાતે જ જમા કરવા.

કબાલાની નોંધ કબાલાની ખાતાવહીમાં ખતવાય છે. તે પરથી દેવું-લેણું નીકળે તેનો જમાખર્ચ ચાલતી નોંધમાં પડે છે, મિતિ વાયદો પાક્યાની નંખાય છે.

**૧૮૩. જણસવહી:**—કાપડના વેપારી જમાઉધારની નોંધ જુદી રાખે છે, અને માલની ખરીદી તથા વેચાણ સઘળું ખરીદવકરા ખાતામાં નાંખે છે, તેવા લોકો જણસવાર નફો અથવા નુકસાન શું થયું તે જાણવા માટે જણસવહી રાખે છે. તેમાં જમાઉધારની નોંધ તથા રોકડમેળ પરથી જણસવાર ખાતું ખતવતા જાય છે, એટલે તે પરથી સાલ આખરે કેટલો માલ રહ્યો તે જણાય છે. સરવાયું કાઢતી વખતે એ ખાતાંના સરવાળા લે છે, અને જે માલ બાકી રહ્યો હોય તે જમાના સરવાળામાં ઉમેરે છે. પછી તેને ઉધારના સરવાળા સાથે સરખાવતાં જમા પાસું વધે તો વધારા જોગ નફો અને ઉધાર પાસું વધે તો ખોટ ગઇ સમજે છે. આ પરથી કુલ માલ ને

કુલ નફો યા ખોટ નક્કી કરી ખરીદવકરા ખાતા સાથે મેળવવામાં આવે છે. તે મળી રહે તે નામું સાચું જાણવું.

**૧૮૪. પરચૂરણ ખર્ચનો હિસાબ રાખવાની ચોપડી:**—રોકડ મેળ અથવા રોજમેળમાં દરરોજ પરચૂરણ ખર્ચ લખે તો નામું ઘણું વધી જાય. આને માટે મેળમાંથી બે ચાર રૂપિયા ખર્ચ ખાતે ઉધારી પરચૂરણ ખર્ચની હિસાબની ચોપડીમાં જમા કરી લે છે, પછી એ ચોપડીમાં જેમ જેમ ખર્ચ થતો જાય છે તેમ તેમ નોંધવામાં આવે છે. એવું ઘરસંસારી નામું ભણેલી સ્ત્રી હોય તો રાખી શકે.

## સ્ત્રીઓએ ઘરખર્ચનો હિસાબ રાખવાની ચોપડીનો નમુનો.

| જમા. | તિથિ. | પહેલો જેઠ સંવત ૧૯૪૧. | ખર્ચ. | | |
|---|---|---|---|---|---|
| | | | રૂ. | આ. | પા. |
| રૂ. ૪-૦-૦ રોકડા. | શુદ ૧ | સોપારી શેર ૦। | ૦ | ૧ | ૦ |
| રૂ. ૧-૦-૦ પૈસા. | | | | | |
| | ,, | દૂધ શેર ૧।। | ૦ | ૦ | ૯ |
| રૂ. ૫-૦-૦ સિલક. | શુદ ૨ | શાક કારેલાં શેર ૧. | ૦ | ૦ | ૭ |
| | ,, | કેરી પાકી શેર ૧. | ૦ | ૧ | ૯ |
| | શુદ ૩ | પાન નંગ ૨૫. | ૦ | ૦ | ૬ |
| રૂ. ૭-૦-૦ કપડવંજ ગયા ત્યારે આપી ગયા | શુદ ૪ | બેન જડાવનો કબજો શીવડામણ. | ૦ | ૧ | ૬ |
| | શુદ ૫ | ઘઉં શેર ૧૦ ના દળામણના. | ૦ | ૦ | ૬ |
| રૂ. ૧૨-૦-૦ | શુદ ૬ | ભાઇ માણેકલાલની ફીનો. | ૦ | ૧ | ૦ |
| | ,, | ચાકરને વૈશાખ માસના પગારના. | ૦ | ૧૨ | ૦ |
| રૂ. ૫-૦-૧૦ | | | | | |
| રૂ. ૬-૧૫-૨ બાકી રહેલી | શુદ ૭ | ઘઉં સઇ ૧. | ૨ | ૮ | ૩ |
| | ,, | ઘરમાં પહેરવાનો સાલ્લો નંગ ૧. | ૧ | ૫ | ૦ |
| સિલક. | | | ૫ | ૦ | ૧૦ |

# પરીક્ષા માટે મનોયત્ન.

## સવાલ ૬.

**ભાદરવા માસના બેહા મેળ પરથી રોકડ મેળ** બનાવો. (કલમ ૧૭૩ જુઓ.)

સંવત ૧૯૪૧ ના ભાદરવા શુદ ૧ નો મેળ.

| જ | ઉ |
|---|---|
| ૧૩૮૮ાાત્ર શ્રી પુરાંત બાકી.<br>૦ાત્ર શ્રી હુંડીઆમણુ ખાતે જમા.<br>૦ાત્ર હુંડી નં.૧ રૂ. ૧૫૦) ની દા. ૯૯ાા લેખે લીધી તેનો વટાવ.<br>૧૩૮૯)~ | ૧૫૦) શ્રી અમદાવાદના શેઠ વાડીલાલ પાનાચંદને ખાતે ઉધાર. અમારી વતી. પાકી શુદ ૪ શનેઉ.<br>૧૫૦) હુંડી ૧ રૂ. ૧૫૦) ની શ્રી અમદાવાદના પરી. કસળચંદ વછરાજ ઉપરની, લખી અત્રેથી પરી. કરસનજી મૂળચંદ, રાખ્યા અમારી પાસેથી, શાહજોગી, તરત મુદતની, તમને બીડી તેના.<br>૧૪૯ાાત્ર હુંડી નં. ૧ રૂ. ૧૫૦) ની દા. ૯૯ાા લેખે.<br>૦ાત્ર હુંડીઆમણુ ખાતે જમા.<br>૧૫૦) નક્કીની હુંડી બીડી છે.<br>૧૨૩૯)~ શ્રી જણસે.<br>૧૩૮૯)~ |

સંવત ૧૯૪૧ ના ભાદરવા શુદ ૧૦ શુક્રે.

| જ | ઉ |
|---|---|
| ૧૨૩૯)~ શ્રી પુરાંત બાકી.<br>૫૦૦) શ્રી મુંબઇના ઠા. અમરશી કચરાને ખાતે જમા. અમારી વતી. પાકી આસો શુદ ૪ સોમે.<br>૫૦૦) હુંડી નં. ૧ રૂ. ૫૦૦) ની તમારા | ૧૭૪૧ાા~ શ્રી જણસે.<br>૧૭૪૧ાા~ |

ઉપરની, લખી અત્રે-
થી અમારી, રાખ્યા
શાહ નીમચંદ ના-
નજી પાસેથી, શા-
હજોગી, મુદ્દત દિન
ચાર ચારની.
૫૦૨ાા હુંડી નં. ૧
રૂ. ૫૦૦)
દા. ૦ાા
૨ાા હુંડીઆમણ
ખાતે જમા.

૫૦૦) નક્કીની હુંડી
નં. ૧ જમા.

૨ાા શ્રી હુંડીઆમણ ખાતે જમા.
૨ાા હુંડી નં. ૧ રૂ. ૫૦૦)
ની દા. ૦ાા લેખે આપી
તેનો વટાવ.

૧૭૪૧ાા

સંવત ૧૯૪૧ ના ભાદરવા વદ ૧૧ રવેઉ.

| જ | ઉ |
|---|---|
| ૧૭૪૧ાા શ્રી પુરાંત બાકી. | ૨૨૪૦ શ્રી જણસે. |
| ૪૯૮ાા શ્રી મુંબઇના ઠા. અમરશી કચરાને ખાતેજમા. તમારી વતી.<br>૪૯૮ાા હુંડી નં. ૧ રૂ. ૫૦૦)ની દા. રૂ. ૦ાા લેખે તમારા ઉપરની, લખી અત્રેથી અમારી, રાખ્યા શા. મનસુખ જેચંદ પાસેથી, શાહજોગી, તરત મુદ્દતની, તમારા મંગાવવાથી તમારા પર લખી તેના. | |
| ૨૨૪૦ | ૨૨૪૦ |

## સવાલ ૨.

ભાદરવા માસના એઠામેળ ઉપરથી **ઉધાર નોંધવહી** બનાવો. (કલમ ૧૭૫ જુઓ. )

સંવત ૧૯૪૧ ના ભાદરવા શુદ ૧ થી નોંધનું જમાખર્ચ.

ઉ

---

૧૦૦) શ્રી અમદાવાદના શેઠ વાડીલાલ પાનાચંદને ખાતે ઉધાર. ભાદરવા શુદ ૩ શુકરે. પાકી શુદ ૧૦ શુકરે. આં. પા.

૧૦૦) હુંડી નં. ૧ રૂ. ૧૦૦)ની મુંબઇના શેઠ લક્ષ્મીદાસ ખીમજી ઉપરની, લખી અત્રેથી શાહ નથુ હરખચંદની, રાખ્યા અમારી પાસેથી, શાહજોગી, મુદતવાર ભોમની, સરભર ભાવે ખાતે લઇ તમને બીડવાથી શાહ નથુ હરખચંદને ખાતે જમા કરીને. આં. પા.

---

૪૯૯ાાૅશ્રી અમદાવાદના શેઠ વાડીલાલ પાનાચંદને ખાતે ઉધાર. તમારીવતી. ભાદરવા શુદ ૮ બુધે. આં. પા.

૪૯૯ાાૅ હુંડી નંગ ૧ રૂ. ૫૦૦) ની દા. રૂ. ૯૯ાાાૅ લેખે અમદાવાદના પરી. કસળચંદ વછરાજ પરની, લખી અત્રેથી પરી. કરસનજી મૂળચંદની, રાખ્યા અમારી પાસેથી, શાહજોગી, મુદત દિન વળતાની, તમારા મંગાવવાથી ખાતે લઇ બીડવાથી પરી. કરસનજી મૂળચંદને ખાતે જમા કરીને. આં. પા.

---

૦ાાૅશ્રી અમદાવાદના શેઠ વાડીલાલ પાનાચંદને ખાતે ઉધાર. ભાદરવા શુદ ૧૦ શુકરે. આં. પા.

૦ાાૅ હુંડી નં. ૧ રૂ. ૧૦૦ ) ની મુંબઇના શેઠ લક્ષ્મીદાસ ખીમજી પરની અમારીવતીને ખાતે બીડેલી; તે વટાવતાં વટાવ મળ્યાનો તમારો જવાબ આવેથી હુંડીઆમણ ખાતે જમા કરીને. આં. પા.

---

૧૫૦૦)વોરા હીરાચંદ વખતચંદને ખાતે ઉધાર. ભાદરવા શુદ ૧૦ શુકરે. આં. પા.

૧૫૦૦ ) હુંડી નં. ૧ રૂ. ૧૫૦૦ ) ની અમદાવાદના પરી. કસળચંદ વછરાજ ઉપરની, લખી અત્રેથી અમારી, રાખ્યા તમારી પાસેથી, શાહજોગી, મુદતવાર ભોમની, સરભર ભાવે તમને ખાતે લખી આપવાથી પરી. કસળચંદ વછરાજને ખાતે જમા કરીને. પાકી ભાદરવા વદ ૧૦ શનેરૂ. આં. પા.

સવાલ ૩. મનોયત્ન ૧ ને ૩ ના રોજમેળપરથી જમાખર્ચનું પત્રક બનાવો.

સવાલ ૪. મનોયત્ન ૫ માના રોજમેળપરથી એઠી ખાતાવહી બનાવો.

સવાલ ૫. મનોયત્ન ૬ ઠ્ઠાના રોજમેળપરથી જમાનોંધ બનાવો.

સવાલ ૬. મનોયત્ન ૯ માના રોજમેળપરથી સૂડીઉં બનાવો.

સવાલ ૭. જાંગડવહી કોને કહે છે?

ઉ.—જે માલ પસંદ ન પડે તે પાછો લેવાની સરતે આપ્યો હોય, તે વ્યવહાર નોંધી રાખવાના ચોપડાને જાંગડવહી કહે છે.

સવાલ ૮. નામામાં તકરાર પડે તો રોકડમેળ, નોંધ અને આવરામાંથી કયું નામું વજનદાર ગણાય?

ઉ.—રોકડમેળ અને નોંધનું નામું ભરોંસાપાત્ર ગણાય છે, કેમકે એમાં આપલે થયે તરત નામું લખાય છે,

---

## મુકાબલા.

**૧૮૫. રોકડમેળ ને સૂડીઆનો મુકાબલો:**—રોકડમેળમાં ફક્ત રોકડી રકમ આવે છે, ને સૂડીઆમાં રોકડી ને જમાખર્ચી રકમો આવે છે. સૂડીઆમાથી જમાખર્ચી રકમ કાઢી નાંખીએ તો રોકડમેળ બને.

**૧૮૬. સૂડીઆ ને રોજમેળનો મુકાબલો:**—બંનેમાં રોકડી ને જમાખર્ચી રકમો આવે છે, પણ સૂડીઆમાં જમાખર્ચી રકમો ખાતાદારના પેટામાં રહેવા દે છે, તથા તે રકમોને બીજી બાજુએ જમા કે ઉધાર કરતા નથી.

**૧૮૭. રોજમેળ ને એઠામેળનો મુકાબલો:**—બંનેમાં રોકડી ને જમાખર્ચી રકમો આવે છે, પણ રોજમેળમાં દરરોજ સાંજે સિલક કાઢવામાં આવે છે, ને એઠામેળમાં આઠ આઠ, પંદર પંદર દિવસ કે માસમાસનો જમાખર્ચ લખીને સિલક કઢાય છે, રોજમેળમાં મેળને મથાળે મિતિ લખાય છે, ને એઠામેળમાં મથાળે માસનું નામ લખાય છે, ને મિતિ દરેક ખાતાદારને છેડે જણાવાય છે.

**૧૮૮. એઠામેળ અને આવરાનો મુકાબલો:**—બંનેમાં સરખી રકમો હોય છે, ને પંદર પંદર દિવસે કે મહિને મહિને સિલક કઢાય છે. પણ એઠામેળમાં તિથિને ક્રમે રકમો લખાય છે, કેમકે તેમાં દરરોજનો જમાખર્ચ



દરરોજ લખાય છે, તેથી એક માણસનું ખાતું જમા યા ઉધારમાં એકથી વધારે વાર આવી શકે. અને આવરો, રોકડમેળ તથા નોંધપરથી તૈયાર કરવામાં આવે છે, ને તે તૈયાર કરવામાં પંદર પંદર દિવસની કે મહિના મહિનાની એક ખાતાદારની રકમો સાથે લેવામાં આવે છે, ને પેટામાં રોકડમેળ કે નોંધનું પાનું ને મિતિ લખવામાં આવે છે. માટે આવરામાં એક માણસનું ખાતું જમા યા ઉધારમાં રોકડમેળની રકમ માટે એક વખત ને નોંધની રકમ માટે એક વખત મળી ઘણામાં ઘણું બે વાર આવી શકે.

**૧૮૯. આવરો અને ખાતાવહીનો મુકાબલો:**—૧. બંને ચોપડામાં રકમો તો સરખી હોય છે, પણ ખાતાવહીમાં તપસીલ હોતી નથી, ખાતાવહી એ આવરાનું તારણ છે; ૨. ખાતાવહીમાં દરેક ખાતાદારની રકમો એક ઠેકાણે એકઠી કરેલી હોય છે, પણ આવરામાં જુદે જુદે ઠેકાણે હોય છે, ૩. ખાતાવહી ખોવાઇ જાય તો ફરીથી આવરાપરથી બનાવી શકાય પણ આવરો ખોવાઇ જાય તો અસલ પ્રમાણે ખાતાવહીપરથી તૈયાર થાય નહિ, પણ ઘણું કરીને તપસીલ સિવાય બની શકે.

**૧૯૦ આંકડાવહી ને ખાતાવહીનો મુકાબલો:**—૧. આંકડાવહીમાં રોકડમેળ તથા નોંધની રકમો ખતવાય છે, ને ખાતાવહીમાં આવરાની રકમો ખતવાય છે. ૨. બંનેમાં રકમો તો સરખી હોય છે, પણ આંકડાવહીનું નામું કાચું ગણાય ને ખાતાવહીનું નામું પાકું ગણાય, તેમજ આંકડાવહી પરથી કરેલું સરવાયું કાચું ગણાય છે ને ખાતાવહીપરથી કરેલું સરવાયું પાકું ગણાય છે. ૩ આંકડાવહી દરરોજ તૈયાર કરવામાં આવે છે, ને ખાતાવહી ફુરસદ મળે તૈયાર કરે છે. ૪ આંકડાવહીમાં તારીખવાર રકમો જુદી જુદી ખતવાય છે, ને ખાતાવહીમાં માસવાર રકમો જુદી જુદી ખતવાય છે ને તેના પેટામાં તારીખવાર જુદી બતાવે છે.



## શાળાઓમાં ખાસ ઉપયોગી થઈ પડેલાં પુસ્ત

---

૧. સરલ દેશીનામાની પદ્ધતિ. (આ. ૨૮ મી.) ...

૨. સરલ ગુજરાતી બાળવ્યાકરણ. (આ. ૨૧ મી.) ...

૩. સરલ વ્યુત્પત્તિજ્ઞાનપ્રકાશ. (આવૃત્તિ બીજી છપાય છે.)

૪. શાહકૃત સરલ સુખગણિત. (આ. ૭ મી.) ...

૫. ગુજરાત પ્રાંતની ભૂગોળવિદ્યા. (આ. ૭ મી.) ...

૬. કિન્ડરગાર્ટન ને પદાર્થપાઠ ભા. ૧ લો. (આ. ૭ મી.) ...

કમિશન—૧૫ ટકા. ૨૫૦ નંગથી ૨૦ ટકા, પોષ્ટેજ તથા ખર્ચ મંગાવનારને શિર છે.

મળવાનાં ઠેકાણાં:—ગોંડળ-કર્તા પાસેથી તથા બુકસેલર લાલ ઠાકરશી કોઠારી; ધોરાજી-બુકસેલર એલ. ટી વાદેર; બુકસેલર ગિરધર ભીમજી, અમદાવાદ-મેસર્સ ચીમનલાલ ચુનીલાલ કંપની, તથા જાણીતા સઘળા બુકસેલરો; નડીઆદ-ધી ન્યૂ બુકડેપો; સુરત-બુકસેલર કરસનદાસ નારણદાસ; મુંબઈ-એન. એમ ત્રીપાઠીની કંપની; રાજકોટ-બુકસેલર બહેચર મેઘજી તથા જાણીતા બુકસેલરો; ભાવનગર-બુકસેલર અબદુલહુસેન આદમજી; ગઢ-બુકસેલર નાથાભાઈ ભવાનભાઈ; જામનગર-હેમરાજ લીંબડી-અમીચંદ અને નાગરદાસની કંપની; વઢવાણ સિટિ તલકશી; કચ્છમાંડવી-પ્રાગજી હેમરાજ; કચ્છજખૌ-જેઠાભાઈ માગાધા: ઇત્યાદિ, ઇત્યાદિ.

પ્રેમચંદ કરમચંદ શાહ. ટે. ઓ. ઈ. ગોંડળ—(કાઠિયા